૪૫૫૬

મુસલમાની વખતનો

# हिंदुस्ताननो इतिहास.

(ગુજરાતના ઈતિહાસના વિશેષ સંબંધમાં.)


પ્રસિદ્ધ કરનાર

**મોતીલાલ મહાશંકર**

અને

**મથુરદાસ બેહેચરદાસ.**



(આવૃત્તિ ૨ જી. કોપી ૨૧૦૦)



(સર્વ હક સ્વાધિન.)



અમદાવાદ

ઘીકાંટે "યુનિયન પ્રિન્ટીંગ" પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯ અકટોબર.

કીંમત ૨ (બે) આના.

૪૧૫૯

# मुसलमानी वखतनो हिंदुस्ताननो इतिहास.

## પ્રકરણ ૧ લું.

**પ્રાચીન ઇતિહાસ**—હિંદુસ્તાનમાં પહેલ વહેલી વસ્તી ગંગા અને જમના નદીના કાંઠાપર થઇ. હિંદુ ( આર્ય ) લોકો મધ્ય એશિઆમાંથી હિંદુસ્તાનની ઉત્તરમાં થઇ આ દેશમાં આવી વસ્યા. તેમનામાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ મુખ્ય જાતો હતી, બ્રાહ્મણો વિદ્યાભ્યાસ કરી ધર્મનો બોધ કરતા, ક્ષત્રીઓ રાજ ચલાવતા, વૈશ્ય વેપાર, ખેતી વગેરે કરતા, ને શુદ્ર ચાકરી કે હલકું કામ કરતા. ક્ષત્રીઓમાં સૂર્ય, ચંદ્ર, અને જાદવ વંશના રાજાઓ મુખ્ય છે. સૂર્યવંશમાં રામચંદ્ર ( અયોધ્યામાં ) પ્રખ્યાત રાજા થયા, તેમણે લંકાના રાજા રાવણને માર્યો. ચંદ્રવંશમાં પાંડવ કૌરવ થયા, પાંડવ પાંચ અને કૌરવ સો ભાઈ હતા. તેમની વચ્ચે કુરૂક્ષેત્ર ( પાણીપત ) ના મેદાનમાં લઢાઈ થઇ તે મહા ભારતને નામે પ્રસિદ્ધ છે, તેમાં પાંડવ જીત્યા, પાંડવની પક્ષમાં જાદવ કુળના કૃષ્ણ હતા. તેમનું રાજ દ્વારકામાં હતું. એ વિના હિંદુસ્તાનમાં ધણે ઠેકાણે જૂદાં જૂદાં રાજ હતાં બહાર પ્રાંતમાં જરાસંધનું, પંજાબમાં દ્રુપદનું, દ્રાવિડ (દક્ષિણ )માં શિશુપાળનું વગેરે.

પાંડવ કૌરવના સમય પછી બહાર પ્રાંતમાં ચંદ્રગુપ્ત અને અશોક એ મોટા રાજા થયા. તેમના વખતમાં બૌધ ધર્મ ઘણો ફેલાયો. ત્યાર પછી માળવામાં વિક્રમ કરીને મોટો ચક્રવૃતી રાજા થયો. તેનો સંવત ચાલે છે.

વિક્રમના પછી ગૂજરાતમાં વલભીપુરમાં મોટું રાજ થયું તેનો છેલ્લો રાજા શિલાદિત્ય થયો. પછી એ પ્રાંતમાં પંચાસરના છેલ્લા રાજા જયશિખરીને કલ્યાણીના ભૂવડ રાજાએ હરાવી તેનું રાજ લીધું, પણ ઈ.સ. ૭૪૬ માં જયશિખરીના કુંવર વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવી રાજ સ્થાપ્યું. એ ગાદી ઉપર ચાવડા, સોલંકી, અને વાઘેલા વંશના રજપૂત રાજાઓએ રાજ કર્યું. અને છેવટ ૧૨૯૭ માં મુસલમાનોએ તે શેહેર જીતી લીધું.

**પરદેશી રાજાઓની ચઢાઇઓ**—હિંદુસ્તાનની જમીન રસાળ અને વેપાર સારો હોવાથી આ દેશમાં પૈસો ઘણો છે, એવું ધારી પરદેશી લોકો વેપાર કરવાને તથા જીતવાને આવતા; ઘણા જુના કાળમાં ઇરાનનો દારા રાજા આવ્યો હતો. તેપછી ગ્રીસનો સિકંદર બાદશાહ ઇ. સ. પૂ. ૩૨૮ માં આવ્યો. તેણે સિંધુ નદીની પાસેનો કેટલોક મૂલક જીત્યો. તેની સાથે ( દિલ્લી તથા સતલજની વચ્ચેના મૂલકમાં રાજ કરનાર ) પોરસ રાજા બહુ બહાદુરીથી લઢયો. પણ તે હાર્યો છતાં સિકંદરે તેને તેનું રાજ પાછું સોંપ્યું.

ત્યાર પછી ઘણા વખત સુધી આ દેશના રાજાઓએ સ્વતંત્રપણે અમલ ચલાવ્યો. તેમના વખતમાં પરદેશીઓના જાણવા લાયક હુમલા થયા નથી. પણ અરબસ્તાનમાં,

મુસલમાની ધર્મ સ્થપાયો તે પછી તે લોકોએ હુમલા કર્યા.

**મુસલમાની ધર્મનો ઉદય**—એ ધર્મ ચલાવનાર મહ-મદ પેગમ્બર અરબસ્તાનના મક્કા શહેરમાં ઇ. સ. ૫૭૦માં જન્મ્યો હતો. એણે ઇ. સ. ૬૦૯ માં પોતાનો મત ચલાવી કુરાન નામે ધર્મ પુસ્તક રચ્યું, અને તેમાં લોકોને સમજા-વ્યું કે "પરમેશ્વર એકછે, સૂરજ, ચંદ્ર, તારા, અગ્નિ વિગે-રેને પૂજવામાં ફળ નથી, બધા મુસલમાનોને પોતાના ભાઈ પ્રમાણે ગણવા, અને બીજા ધર્મના લોકોને મુસલમાની ધર્મમાં લાવવાથી પુણ્ય થાય છે. તથા ધર્મ ફેલાવામાં મ-રણ પામનાર સ્વર્ગે જાયછે, પરમેશ્વરનો પેગમ્બર મહમદછે."

આ નવા ધર્મથી અરબસ્તાનમાં વસનાર આરબો તેના ઉપર કોપ્યા, ને તેને મારી નાંખવાને તૈયાર થયા, તેથી તે ઈ. સ. ૬૨૨ માં મદીને નાશી ગયો. ત્યારથી મુસલમાનો હીજરીસન ગણે છે. હીજરી એ અરબી ભાષાના શબ્દનો અર્થ નાશી જવું એવો થાયછે. મહમદ ઇ. સ. ૬૩૨ માં મરણ પામ્યો. તે વખતે આખા અરબસ્તાનમાં તેનો ધર્મ ફેલાયો હતો. તેના મરણ પછી આરબોએ આસપાસના દેશોમાં બળાત્કારે તે ધર્મનો ફેલાવો કર્યો. મહમદની પછી જે ગાદીએ બેઠા તે ખલીફા કહેવાતા. એ ખલીફાઓએ ઈરાન દેશ જીતી ત્યાં મુસલમાની ધર્મ ચલાવ્યો. તે વખતે ઈરાનના ઘણા ખરા પારસીઓ પોતાનો વહાલો ધર્મ નહીં તજતાં હિંદમાં આવી વસ્યા. વળી મુસલમાનો અફગા નિ-સ્તાન જીતી હિંદ ઉપર આવવા લાગ્યા. એ પ્રમાણે મહ-મદ પેગમ્બરના મરણ પછી સોવરસ સુધીમાં ઇરાન,

તુર્કસ્તાન, અફ્ગાનિસ્તાન વિગેરે દેશો વશ કરી શક્યા.

**સિંધપર ચઢાઇ**—આરબોએ પ્રથમ જળમાર્ગે હિંદનાં કેટલાંક બંદરોપર ચઢાઇ કરી હતી, પરંતુ તેમનું કંઇ વળ્યું નહોતું. છેલ્લે એક આરબી વહાણ કોઇ હિંદી રાજાએ કબજ કર્યું તેની નુકશાની ભરી લેવા માટે ખલીફ વાલીદે મહમદ કાસમ નામના સરદારને સિંધપર મોકલ્યો. તેણે ઇ. સ. ૭૧૨ માં સિંધમાં દેવળગામ ( કરાંચી બંદર )ના દાહીર રાજા ઉપર ચઢાઈ કરી. દાહીર બહુ બહાદુરીથી લઢ્યો, પણ હાર્યો ને માર્યો ગયો. તેથી તેની રાણી પોતાના સૈન્ય સહિત નગરકોટે ગઈ. કાસીમ ત્યાં ગયો, ત્યારે ત્યાંના રજપૂતોએ પોતાનાં બૈરાં છોકરાંને બાળી મૂકી કેશરીયાં કર્યાં. કાસીમે સિંધ જીત્યું. પણ ખલીફ વાલીદના મરણ પછી બીજો ખલીફ થયો, તેની એ કાસીમ ઉપર ઇતરાજી થઈ. તેથી ઇ. સ. ૭૧૪ માં તેને કોઇએ મારી તેનું માથું ખલીફ પાસે મોકલાવ્યું. મહમદના મરણ પછી રજપૂતોએ સિંધ ફરીને પોતાને કબજે કર્યો.

મુસલમાનો હિંદપર હુમલા કરવા લાગ્યા તે વખતે હિંદુસ્તાનમાં પંજાબ, કલીંજર, કનોજ વગેરે જુદાં જુદાં રાજ્યો હતાં. પરંતુ પરદેશી દુશ્મનોની સામે લઢવાને તેઓ સંપસંપી એક બીજાને મદદ કરતા, તેથી મુસલમાનો ઝાઝા ફાવી શક્તા નહીં, માટે સિંધ ઉપરના હુમલા પછી લગભગ ત્રણસેં વરસ સુધી મુસલમાનો હિંદમાં આવ્યા નહીં. છેલ્લે ઈ. સ. ૯૬૨ માં અફ્ગાનિસ્તાનના ધિજની શેહેરમાં મુસલમાની રાજ સ્થપાયું, અને ત્યાંના મુસલમાનો પંજાબ

વિગેરે હદ ઉપરના પ્રાંતોમાં લુટફાટ કરવા લાગ્યા.

## ધિજની વંશ. ૯૬૨—૧૧૮૬

આરબો તુર્કસ્તાનમાંથી ગુલામો પકડી લાવ્યા હતા, તેમાં-ના નાશી આવેલા **અલપ્તગીન** નામે ગુલામે ઈ. સ. ૯૬૨માં ધિજનીમાં રાજ સ્થાપ્યું, ને તેની આસપાસના પ્રાંતો જીતી લીધા. તે ઈ.સ. ૯૭૭ માં મરણ પામ્યો. તેના પછી તેનો જમાઈ **સબક્તગીન** ગાદી ઉપર બેઠો. તેના વખતમાં હિં-દની સરહદના પ્રાંતોમાં મુસલમાનો લુટફાટ કરવા લાગ્યા. તેથી હિંદુ રાજ્યોને ઘણી ધાસ્તી પેઠી, ને તેઓ મુસલમાન સાથે લડવાને તૈયાર થયા. પ્રથમ લાહોરનો જયપાળ રા-જા ફોજ લઇ સબક્તગીન ઉપર ચઢ્યો, તેમાં જયપાળ હાર્યો. તેથી પચાસ હાથી તથા અઢી લાખ રૂપિઆ આ-પવા કબૂલ કરી પાછો આવ્યો. લાહોર આવ્યા પછી સરત પ્રમાણે ખંડણી મોકલી નહીં. તેથી સબક્તગીન ચઢી આ-વ્યો, ને ખંડણી લઇ પેશાવરમાં થાણું બેસાડી પાછો ગયો. ઈ. સ. ૯૯૭ માં સબક્તગીન મરણ પામવાથી તેનો દાશી પુત્ર **મહુમદ** ગાદી ઉપર બેઠો. તેણે હિંદપર સતર ચઢાઈ-ઓ કરી, તેમાંની તેર પંજાબનો પશ્ચિમ ભાગ જીતવાને કરી હતી. તેની સત્તર લઢાઇઓમાંની બાર જાણવા લાય-કની હકીકત નીચે આપી છે.

૧ લી. ઇ. સ. ૧૦૦૧ માં ખંડણી અટકાવવાથી લાહોર ના રાજા જયપાળ ઉપર કરી. તેમાં જયપાળ હાર્યો. અને ઘણું અપમાન થવાથી પોતાના દીકરા અનંગપાળને રાજ સોંપી પોતે બળી મૂઓ.

૨ જી. ૧૦૦૪માં ભાટીયાના રાજા ઉપર કરી તેને હરાવ્યો.

૩ જી. ઇ. સ. ૧૦૦૫ માં મુલતાન ઉપર.

૪ થી. લોહોરના રાજા અનંગપાળ ઉપર—અનંગપાળે મુસલમાનોનું બળ તોડવા ભારે તૈયારી કરી, દિલ્હી, અજમેર, કલીંજર, કનોજ વિગેરેના રાજાઓને પોતાની મદદે બોલાવી, ઈ. સ. ૧૦૦૮ માં પેશાવર આગળ મહમૂદ સાથે લઢવા ગયો. આ લઢાઇમાં રજપુતાણીઓએ પોતાનાં ઘરેણાંગાંઠાં વેચી હિંદુરાજાને મદદ મોકલી હતી, અને પહાડી લોકો ડુંગરમાંથી છરા, તરવાર, વગેરે હથિઆર લઈ મુસલમાન સામે લઢવા ઉતરી આવ્યા હતા. જોસભેર લઢાઇ ચાલી, તેવામાં અનંગપાળના હાથીને તીર વાગવાથી તે ઘોડા ઉપર બેઠો, તેથી તેના લશ્કરના જોવામાં તે આવ્યો નહીં, એટલે તેમણે પાછા હઠી નાસવા માંડયું, અને મુસલમાનોની જીત થઇ. નાસતાં નાસતાં વીશહજાર હિંદુઓ માર્યા ગયા. ત્યાંથી જઈ મહમૂદે નગરકોટનું દેરૂં લૂટયુ, ને તેમાંથી પુષ્કળ ધન લઈ ગયો.

૫ મી. સ્વારી. ઈ.સ. ૧૦૧૦માં મુલતાનપર કરી તે જીત્યું.

૬ ઠી. ઈ. સ. ૧૦૧૪ માં જમના ઉપરનું સ્થાનેશ્વરનું દેરૂં લૂટવાને કરી.

૭ મી. ઈ. સ. ૧૦૧૫માં કાસ્મીર ઉપર તેમાં મહમુદહાર્યો.

૮ મી. ઇ. સ. ૧૦૧૯ માં કનોજ ઉપર કરી. ત્યાંનો રાજા તાબે થવાથી મહમૂદે તેની સાથે દોસ્તી બાંધી. પછી ત્યાંથી મથુરાં જઇ તે શહેર લૂટયું. તથા ત્યાંનાં મંદીરો બાળી મૂકયાં, પણ કેટલાંકની સુંદરતા જોઈ મહમુદ છક

થઈ ગયો. ને તેવાં મકાનો ગ્રિજનીમાં બંધાવવાનો તેને શોખ થયો, તેથી કેટલાક કારીગરોને પકડી ઘિજની લઈ ગયો. ને ત્યાં સારાં સારાં મકાનો બંધાવ્યાં.

૯ મી. ઈ. સ. ૧૦૨૨ માં કલીંજરના રાજા ઉપર સ્વારી કરી તેને હરાવ્યો.

૧૦ મી કાસ્મીર ઉપર બીજીવાર કરી પણ ફાવ્યો નહીં.

૧૧ મી. ઈ. સ. ૧૦૨૩માં કલીંજર તથા ગ્યાલિઅરના રાજા ઉપર ચઢાઇ કરી, તેમણે ધન આપી મહમુદને પાછો કાઢ્યો. પાછા જતાં લાહોરના રાજા બીજા જયપાળ ( અનંગપાળનો દીકરો ) ને હરાવી લાહોર ખાલસા કર્યું.

૧૨ મી. ઈ. સ. ૧૦૨૪માં સોમનાથનું દેરૂં લૂટવાને ગૂજરાત ઉપર કરી. એ દેરાનું રક્ષણ કરવાને કેટલાક ઠાકોરો અને ગૂજરાતનો રાજા ભીમદેવ આવી પહોંચ્યા, તેમને મહમુદ ઘણી મેહેનતે જીત્યો, ને ભીમદેવ નાશી ગયો, પછી મહમુદે સોમનાથનું દેરૂં લૂટી તેમાંની મૂર્તિઓ ભાગી નાંખીને બહુ ધન લીધું. મહમુદનો સ્વદેશ જવાનો રસ્તો રોકી ભીમદેવ બેઠો હતો માટે તે સિંધના રણને રસ્તે ગયો ત્યાં ભૂલો પડવાથી પાણી વિના તેનાં ઘણાં માણસ મરી ગયાં. ત્યારપછી મહમુદ હિંદમાં આવ્યો નહિ પણ ઈરાન જીત્યા પછી ૧૦૩૦માં મરણ પામ્યો.

મહમુદના ઘિજની ગયા પછી ગૂજરાતનું રાજ ભીમદેવને હાથ રહ્યું ને તેના પછી તેના વંશજોએ ભોગવ્યું.

સ્વારીઓ કરવાનો તેનો હેતુ રાજ મેળવવાનો નહોતો પણ હિંદુઓને લૂટવા, તેમને વટાળવા, ને તેમનાં દેરાં તોડવાં

એ હતો. એ પાદશાહ બહાદુર પણ ધર્માંધ, નિર્દય ને લોભી હતો. એણે ઘિજનીમાં પાઠશાળા સ્થાપી, તથા ફર્દુશી કવિ પાસે ઈરાનનો કવિતારૂપ ઇતિહાસ રચાવ્યો. વિગેરે વિદ્યાના કામમાં મદદ કરી તેથી મુસલમાન લોકો તેને વખાણેછે.

મહમુદ સુલતાન પછી તેની ગાદી ઉપર મસાઊદ વગેરે આઠ પાદશાહો થયા તેમના વખતમાં હિંદના ઇતિહાસમાં નોંધવા જેવા કંઇ બનાવ બન્યા નથી. તેપછી ઈ. સ. ૧૧૧૮માં બેહેરામ નામે પાદશાહ ઘિજનીની ગાદીએ થયો, તેણે પોતાનો જમાઈ જે ગોરપ્રાંતનો સૂબો હતો, તેને મારી નાંખ્યો, ઇ. સ. ૧૧૫૨. તેથી તે મરનારના ભાઈ અલાઊદ્દીને આવી બેહેરામને હરાવ્યો. ને ઘિજની શેહેર બાળી મૂક્યું. બેહેરામ હિંદુસ્તાન ભણી નાઠો, પણ રસ્તામાં મરણ પામ્યો. ને તેનો દીકરો ખુશરૂ લાહોરમાં આવી રાજ કરવા લાગ્યો. ને ત્યાં સાત વરસ રાજ કરી. ઈ. સ. ૧૧૫૯માં મરણ પામ્યો. તેના પછી તેનો દીકરો ખુશરૂ મલેક ગાદી ઉપર બેઠો. પણ ગોરી પાદશાહ શાહબુદ્દીને તેને મારી. ઇ. સ. ૧૧૮૬માં પંજાબ જીતી લીધું, એ રીતે ઘિજની વંશનો અંત આવ્યો.

## ગોરીવંશ. ૧૧૫૨. ૧૨૧૨. ૬૦

**અલાઉદ્દીન**—૧૧૫૨–૧૧૫૬ એનું રાજ અફગાનિસ્તાનની ઉત્તરે ગોર પ્રાંતમાં હતું. માટે તેના વંશનાઓને ગોરી બાદશાહ કહે છે. તેણે બેહેરામને હરાવી ઘિજની શેહેર બાળી નાંખ્યું. તેથી તે અલાઉદ્દીન જહાંસોજ કહેવાય છે. એ અલાઉદ્દીન ઘિજનીમાં ચાર વરસ રાજકરી મરણ પા

ર્યો. પછી તેના દમ વગરનાપુત્ર સૈફુદ્દીન પાસેથી તેના પિત્રાઇ ભાઈઓએ એકજ વરસમાં રાજ લીધું.

**ગ્યાસુદ્દીન**—૧૧૫૭–૧૨૦૨–એને શાહબુદ્દીન નામે એક ભાઈ હતો. તે બંને ભાઇઓ એક બીજાને ઘણા ચહાતા હતા. ગ્યાસુદ્દીન મુલકનો બંદોબસ્ત રાખતો અને શાહબુદ્દીન લડાઈનું કામ ચલાવતો. શાહબુદ્દીન ગોરીએ હિંદુસ્તાનના પૈસાથી લોભાઇને તે જીતવા સારૂ મહમુદ ઘિજનવીની પેઠે નવ સ્વારીઓ કરી.

પહેલી સ્વારી. ઇ. સ. ૧૧૭૬માં ગૂજરાતના રાજા ભોળાભીમ ઉપર કરી, પણ તેમાં તેને હારીને પાછું જવું પડયું. ત્યારપછી ઇ. સ. ૧૧૮૬માં પંજાબ ઉપર ચઢી આવી ખુશરૂ મલેકનું રાજ લઈ લીધું. ને તેને કુટુંબસહિત કેદ કરી ઘિજની વંશનો અંત આણ્યો. પછી ૧૧૯૧માં દીલ્લીના રાજા પૃથુરાજ ઉપર સ્વારી કરી. તેમાં સ્થાનેશ્વર આગળ પૃથુરાજે તેને હરાવ્યો.

એ વખતે હિંદુસ્તાનમાં રજપૂતોનાં પાંચ મોટાં રાજ્ય હતાં. ૧ દિલ્લીમાં તોમાર જાતના રજપૂત રાજા અનગપાળનું. ૨ અજમેરમાં ચોહાણ રાજા સોમેશ્વરનું. ૩ કનોજમાં રાઠોડ રાજા જયચંદ્રનું. ૪ ગૂજરાતમાં સોળંકી રાજા ભીમદેવનું, અને ૫ ચિતોડમાં સીસોદીઆ રાણાઓનું રાજ હતું. એ મોટાં રાજ્ય વાળાઓ સંપસંપી એક બીજાને મદદ કરતા. તેથી ઘણીવાર મુસલમાનોને હારી પાછું જવું પડયું હતું.

**રજપૂતોનો કુસંપ**—થોડા વખત પછી ઉપરનાં રજપૂ-

ત રાજ્યો વચ્ચે કુસંપ થયો. તેથી મુસલમાનોને તેમની જોડે લડવું ઠીક પડયું. દિલ્લીના રાજા અનંગપાળને બે કુંવરીઓ હતી. તેમાંની એક અજમેર અને બીજી કનોજ પરણાવી હતી. તેથી અજમેરના રાજા સોમેશ્વરનો કુંવર પૃથુરાજ અને કનોજ વાળીનો કુંવર જયચંદ્ર એ બે તેના દોહીત્ર થતા. તેમ છતાં અનંગપાળે મરતી વખતે પોતાને દીકરો નહીં હોવાથી પોતાનું દિલ્લીનું રાજ પૃથુરાજને આપ્યું અને જયચંદ્રને ન આપ્યું. તેથી એ બે મસ્સે ભાઈને માંહોમાંહે કલહ થયો. વળી જયચંદ્રે પોતાની કુંવરીનો સ્વયંવર કર્યો. તેમાં પૃથુરાજે તે કુંવરીનું હરણ કર્યું. તેથી તે બંને વચે લઢાઈ વધી અને બંને રાજ્યો લઢીને નબળાં પડયાં, વળી ગૂજરાતના રાજા ભોળાભીમને અને પૃથુરાજને પણ અણબનાવ થયાનું કારણ એવું છે કે, આબુના રાજા જેતસીંહ પરમારને એક કુંવરી હતી, તેનો વિવાહ પૃથુરાજ સાથે કર્યો હતો. છતાં ભીમદેવે તેનું માગું મોકલ્યું. તેથી આબુપતિએ ના કહાવી અને કુંવરીને અજમેર મોકલી દીધી, માટે તે કુંવરી મેળવવાને ભોળાભીમે અજમેર ઉપર ચડાઇ કરી પૃથુરાજના બાપ સોમેશ્વરને માર્યો. બાપનું વેર લેવા પૃથુરાજે ગૂજરાત ઉપર ચઢાઈ કરી ભીમદેવને હરાવ્યો.

રજપૂતોમાં કુસંપ જોઇ શાહબુદ્દીન ફરીને ૧૧૯૩ માં ચઢી આવ્યો ને પાણીપતના મેદાનમાં પૃથુરાજને મારી દિલ્લી ને અજમેર જીતી લીધાં. બીજે વરસે કનોજના રાજા જયચંદ્રને હરાવી મારી નાંખ્યો ૧૧૯૪. પછી શાહબુદીનના

સરદાર કુતુબુદ્દીને ૧૧૯૫ માં ગુજરાતપર ચઢાઈ કરીને રાજા ભીમદેવને હરાવી નસાડી મૂકયો. પણ ભીમદેવ થોડા વખત પછી પાછો આવી મુસલમાનોને ગુજરાતમાંથી કાઢી મૂકી પોતે રાજ કરવા લાગ્યો.

શાહબુદ્દીનના બીજા સરદાર બખત્યાર ખિલજીએ ૧૧૯૯ માં અયોધ્યા તથા બહાર પ્રાંત જીતી લીધા પછી ગ્યાસુદ્દીન મરણ પામવાથી શાહબુદ્દીન પાદશાહ થયો.

**શાહબુદ્દીન**—૧૨૦૨-૧૨૦૬. એના વખતમાં તેના સરદાર બખત્યાર ખીલજીએ બંગાળાના સેન રાજાને હરાવી તેનું રાજ ઈ. સ- ૧૨૦૩ માં લઈ લીધું. પંજાબમાં ગક્કર લોકે બંડ કર્યું. તેમને શાહબુદ્દીને આવીને હરાવ્યા. ને પાછા જતાં સિંધુ નદીને કાંઠે તંબુમાં મુકામ કર્યો હતો. ત્યાં ગક્કર લોકે રાત્રે છાનામાના તેના તંબુમાં પેશી તેને મારી નાંખ્યો.

સ્વારીઓ કરવાનો તેનો હેતુ મહમુદ સુલતાનની પેઠે ધર્માંધ પણાથી લૂટ મેળવવાનો નહોતો. પણ તેને તો મુલક જીતવાનો લોભ હતો. તેથી તેણે બંગાળાથી સિંધુ નદી સુધીનો ઘણો મુલક જીતી દિલ્લીમાં કુતબુદ્દીન નામે સુબેદારને ઉપરી ઠરાવ્યો હતો. એ બાદશાહને વિદ્યા ઉપર પ્રેમ નહોતો. તેથી મહમુદ સુલતાનના જેવી તેની નામના થઈ નથી.

**મહમુદ**—૧૨૦૬-૧૨૧૨. શાહબુદ્દીન પછી તેનો ભત્રિજો મહમુદ ગાદીએ બેઠો. પણ તેનામાં દમ ન હોવાથી તેના તાબાના સૂબાઓ સ્વતંત્ર થઇ ગયા. ને પોતે ઇ.સ. ૧૨૧૨ માં મરણ પામ્યો.

# પ્રકરણ ૨ જું.

## ગુલામવંશ—૧૨૦૬-૧૨૯૦-૮૪.

**કુતબુદ્દીન**—૧૨૦૬-૧૨૧૦ એ પહેલાં તુર્કી ગુલામ હતો. શાહબુદ્દીને તેની હોંશીયારી જોઈ ઘણું ભણાવ્યો. પછી તેણે પોતાની બુદ્ધિ, વિદ્યા, નીતિ, ચંચળાઈ, અને હોંશીયારીથી શાહબુદ્દીનને રાજી કર્યો. તેથી શાહબુદ્દીને તેને દિલ્લીનો સૂબો બનાવ્યો. શાહબુદ્દીન પછી તેના ભત્રિજા મહમૂદગોરીના વખતમાં જેમ બીજા સૂબા સ્વતંત્ર થઇ ગયા તેમ તે પણ હિંદુસ્તાનનો સ્વતંત્ર પેહેલો પાદશાહ થયો. ને દિલ્લીમાં પોતાની રાજધાની કરી, ત્યાં કુતુબમિનારો બંધાવવા માંડયો, પણ તે પૂરો થતા પહેલાં તે ઈ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. તે અને તેની ઓલાદના પાદશાહો ગુલામવંશથી ઓળખાય છે.

**આરામ**—૧૨૧૦. તેનામાં તેના બાપ કુતુબુદ્દીનના જેવી હોશીયારી નહીં હોવાથી તેને તેના બનેવી અલ્તમસે ગાદી ઉપરથી ઉઠાડી મૂકીને પોતે બાદશાહ થયો.

**અલ્તમસ**—૧૨૧૦-૧૨૩૫. એ ગુલામ હતો. ને ઘણો રૂપાળો હોવાથી કુતબુદ્દીને તેને સારી કેળવણી આપી, હોશીયાર કરી તેની વેરે પોતાની દીકરી પરણાવી હતી. એના વખતમાં જંઘિસખાં નામે મોગલ સરદાર જબરી ફોજ લઇ કોઇ અફગાન પાદશાહની પુંઠે હિંદુસ્તાનમાં આવ્યો હતો. પણ સારે નશીબે તે સિંધુનદી સુધી આવી પાછો ગયો, સિંધુને કાંઠે તેણે દશહજાર હિંદુઓને પકડીને

મારી નાખ્યા. એવો તે નિર્દય તથા ઘાતકી હતો.

અલ્તમસ બહાદુર ને હોશીયાર હતો. તેણે બંગાળા, બહાર, સિંધ, ને પંજાબ કબજે કર્યાં, તથા ઈ. સ. ૧૨૩૧ માં માળવાનું હિંદુરાજ જીતી લઇ ત્યાંનું મહાકાળેશ્વરનું મોટું દેરૂં ખોદી નાંખ્યું. તથા કુતુબમિનારો પૂરો કરાવ્યો. અને ઇ. સ. ૧૨૩૫ માં મરણ પામ્યો.

**રૂકનુદ્દીન**—૧૨૩૫–૧૨૩૬. અલ્તમસ પછી તેનો પુત્ર રૂકનુદ્દીન ગાદી ઉપર બેઠો. તે નબળો હોવાથી એક વરસ ની અંદર તેની બેન રજીઆ બેગમે તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી પોતે બેઠી.

**રજીઆબેગમ**—૧૨૩૬–૧૨૩૯. એ અલ્તમસની દીકરી હતી. એ બાઈ ભણેલી ને હોંશીયાર હતી તેથી રાજનો બંદોબસ્ત સારી રીતે રાખતી, પણ તેણે કોઇ ગુલામની સાથે પ્રીતિ કરી તે દરબારના અમીરોને નહીં ગમવાથી તે મણે તેને કેદ કરી. અને તેની ચોકી સારૂ એક અંમીરને ઠરાવ્યો. તેની સાથે લગ્ન કરી તે નાશી ગઈ. આખર તે બંનેજણ પકડાઇને માર્યાં ગયાં ઇ. સ. ૧૨૩૯.

**બહેરામ**—૧૨૩૯–૧૨૪૧. રજીઆ બેગમ પછી તેના ભાઇ બેહેરામને અમીરોએ ગાદી ઉપર બેસાડયો. તે બ-વરસ રાજ કરી મરણ પામ્યો. પછી રૂકનુદ્દીનનો દીકરો અલાઉદ્દીન મસાઉદ પાદશાહ થયો.

**મસુદ**—૧૨૪૧–૧૨૪૫. એના વખતમાં કંઇ જાણવાલાયક બનાવ બન્યો નથી. તે ચાર વરસ રાજ કરી મરણ પામ્યો. તે પછી અલ્તમસનો પૌત્ર નાસરૂદ્દીન ગાદી ઉપર બેઠો.

**નાસરૂદ્દીન**–૧૨૪૫–૧૨૬૫. એ બહુ ભલો, ધર્મ ઉપર આસ્થાવાળો, સાદો, ને ફકીરી ચાલનો હતો. પુસ્તકો ઉતારી તેની જે લખામણી આવે તે વડે પોતાનું ગુજરાન ચલાવતો તથા પોતાની બેગમ પાસે રંધાવી જમતો. રાજનો કારભાર તેણે પોતાના વજીર ગ્યાસુદ્દીન બલબનને સોંપ્યો હતો. એ બલબને હિંદુ રાજાઓને વશ કર્યા. તથા બુંદેલખંડ, માળવા, અને દિલ્લીની આજુબાજુનાં બંડ સમાવી રાજને મજબુત કર્યું. આ બાદશાહના વખતમાં મોગલ પાદશાહ હોલાકુખાંનો એલચી હિંદમાં આવ્યો હતો તેને ગ્યાસુદ્દીન બલબને સારૂં માન અપાવ્યું. ઘણાક મોગલ હુમલાઓને પાછા હઠાવ્યા. ઈ. સ. ૧૨૬૫ માં પાદશાહ મરણ પામ્યો એટલે એજ બલબન પાદશાહ થયો.

**બલબન** (ગ્યાસુદ્દીન) ૧૨૬૫–૧૨૮૭. એ અલ્તમસનો ગુલામ ને જમાઈ થતો, તે નાનપણથી ઘડાઈને હોશીયાર થયો હતો. બલબને પોતાની સાથેના બીજા ગુલામોને કાઢી મૂકી કુળવાનોને નોકરી આપવાનો તથા હિંદુઓને રાજકારભારમાં સામેલ નહીં રાખવાનો ધારો કર્યો. એના વખતમાં મધ્ય એશિયામાંના કેટલાક રાજાઓ, અમીરો, અને કવિઓ મોગલ લોકોના જુલમથી કંટાળી દિલ્લીમાં આવી રહ્યા હતા. તેમને પોતાના આશ્રા નીચે જમીન આપી વસવા દીધા હતા. એ ક્રુરને હલકા મનનો પણ બહાદુર હતો. એના સામે મેવાતના લોકે બંડ કર્યું હતું, તેથી ત્યાં જઈ તેમનાં એક લાખ માણસોને મારી નાંખ્યાં, અને જે ઝાડીઓમાં એ બંડખોરો ભરાઇ રહેતા, તે કપાવી નંખાવી

તેની ખેડવા લાયક ભોંય બનાવી. વળી બંગાળાના સૂબા તોગ્રલબેગે બંડ કર્યું, તેને હરાવી નિર્દયપણે મારી નાંખ્યો, ને ત્યાં પોતાના દીકરા બકારાખાંને સૂબો નીમ્યો. મોગલો ચઢી આવ્યા હતા, તેમને તેના બીજા પુત્ર મહમુદે હરાવ્યા. એ બાદશાહ ઈ. સ. ૧૨૮૭માં મરણ પામ્યો. તેના પછી તેનો પૌત્ર કૈકુબાદ ગાદી ઉપર બેઠો.

**કૈકુબાદ ૧૨૮૭–૧૨૯૦.** બલબનનો વહાલો દીકરો મહમદ તેના જીવતાં મરણ પામ્યો હતો, અને બીજા દીકરા બકારાખાં સાથે તેને અણબનાવ હતો. તેથી પોતાની પાછળ બકારાખાંને ગાદી ન મળે એવી ગોઠવણ કરી હતી. માટે બકારાખાંના દીકરા કૈકુબાદને અમીરોએ ગાદી સોંપી. નીજામુદ્દીન નામના દુષ્ટ સ્વભાવના વજીરને વશ થઇ એ બાદશાહે ઘણાંક ઘાતકી કામ કર્યાં. તેને શીખામણ દેવા તેનો બાપ બકારાખાં બંગાળેથી આવતો હતો. તેની સાથે લડવાને એ વજીરે પાદશાહને ઉશ્કેર્યો, ને બાપ દીકરાને અણબનાવ કરાવ્યો. છેલ્લે બાપ દીકરાને મેળ થયો, અને એ વજીરને કૈકુબાદે ઝેર દઇ મારી નંખાવ્યો. એ બાદશાહમાં રાજ ચલાવવા જેટલી હોંશીયારી નહોતી. તેથી ખિલજી જાતના લોકોના સરદાર જલાલુદ્દીનને વજીર નીમી તેને વશ થયો. એ જલાલુદ્દીન કૈકુબાદને તથા તેના બાળકોને મરાવી પોતે પાદશાહ થયો. ઇ. સ. ૧૨૯૦

## ખિલજીવંશ. ઈ. સ. ૧૨૯૦–૧૩૨૦–૩૦

**જલાલુદ્દીન ૧૨૯૦–૧૨૯૫.** એ ૭૦ વર્ષની ઉમરે ગાદી ઉપર બેઠો. કૈકુબાદ તથા તેના બાળકને મરાવ્યાં એ

ટલોજ અપરાધ એણે કર્યો. તે વગરનાં બાકીનાં એનાં કામ ઘણાં દયાળુ હતાં, અપરાધીઓને શિક્ષા કરવાને પણ તે દયા ખાતો. તેથી તેના રાજમાં ઘણાં બંડ થયાં. અને લૂટ તથા ચોરનો ભો વધ્યો. તોપણ મોગલ લોકો ઈ. સ. ૧૨૯૨ માં ચઢી આવ્યા હતા. તેમને બહુ બહાદુરીથી હરાવ્યા. એનો બહાદુર સરદાર તેનો ભત્રિજો અલાઉદ્દીન અલ્હાબાદ પાસેના કરાગામનો સૂબો હતો. તેણે માળવા તથા બુંદેલખંડનાં બંડ સમાવ્યાં. એ અલાઉદ્દીને પોતાના કાકાને કહ્યા સિવાય ૮૦૦૦ સ્વારો લઈ દક્ષિણ ઉપર સ્વારી કરી અને મહારાષ્ટ્રમાં દેવગિરિ (દોલતાબાદ) ના રાજા રામદેવને હરાવી પુષ્કળ લૂટ લઈ પાછો આવ્યો. તેને મળવા સારૂ તેનો કાકો જલાલુદ્દીન ગયો. મળતી વખતે અલાઉદ્દીને પોતાના કાકાને મારી નંખાવ્યો ને પોતે પાદશાહ થયો.

**અલાઉદ્દીન**—૧૨૯૫-૧૩૧૫. એ પોતાના કાકાને તથા ગાદીના હકદાર તેના વારસને મારીને ગાદી ઉપર બેઠો. અને દેવગિરિથી આણેલી લૂટ સરદારોને તથા અમીર ઉમરાવોને બક્ષીસ આપી રાજી કર્યા. અલાઉદ્દીને જેમ પોતાના કાકાને મારી રાજ મેળવ્યું તેમજ એ પાદશાહના ભત્રિજા સુલેમાને તેને મારી ગાદી લેવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે તથા તેના સાથીઓ પકડાયા ને માર્યા ગયા.

**ઉત્તર હિંદમાં તેની જીત**—અલાઉદ્દીને ઈ. સ. ૧૨૯૭ માં ગૂજરાત પ્રાંત જીતવા સારૂ પોતાના ભાઈ અલિફખાં તથા નસરતખાં નામે વજીરને મોકલ્યા તેમણે છેલ્લા રજપૂત રાજા કરણઘેલા પાસેથી તે પ્રાંત જીતી લીધો.

જન કરણ દક્ષિણમાં બાગલાણમાં નાશી ગયો પણ તેની રાણીઓને પકડી દિલ્લી મોકલી, તેમાં કમળાદેવી ઘણી રૂપાળી હોવાથી બાદશાહની માનતી બેગમ થઈ. એ કમળાદેવીની દીકરી દેવળદેવી કરણની પાસે હતી તેને તેડી લાવવાને તેણે બાદશાહને વિનંતી કરી, તેથી બાદશાહી ફોજે કરણ પાસે તે કુંવરી માગી પણ કરણ સામો થવાથી બળાત્કારે તે કુંવરીને પકડી દિલ્લી મોકલી. તેને પાદશાહના પાટવી કુંવર સાથે પરણાવી. વળી ખંભાત લૂટ્યું ત્યાંથી મલેક કાફુર નામે ગુલામ મળ્યો. તે રૂપાળો તથા હોશિયાર હોવાથી અલ્લાઉદ્દીનનો માનીતો સરદાર થયો.

૧૨૯૭ માં અલ્લાઉદ્દીને ગૂજરાત પ્રાંત જીત્યો ત્યારથી તે છેલ્લા મહમદ તઘલખના વખતમાં ગૂજરાતમાં સ્વતંત્ર બાદશાહ ઈ. સ. ૧૪૦૩ માં થયા ત્યાં સુધી તે પ્રાંત દિલ્લીના તાબામાં રહ્યો. તે વખતમાં દિલ્લીના બાદશાહો તરફથી ૧૭ સુબેદારો ગૂજરાતમાં આવ્યા તેમણે હિંદુઓને વટાળવાનો, લૂટવાનો, દેરાં તોડી મસીદો બાંધવાનો, અને ઉપજ વધારી દુઃખ દેવાનો પ્રયત્ન કર્યો.

ઈ. સ. ૧૩૦૦ માં અલાઉદ્દીને રણથંભોરનો કિલ્લો લીધો ને ઈ. સ. ૧૩૦૩ માં ચિતોડ ઉપર હલ્લો કર્યો. ચિતોડના રજપૂતો પોતાનાં બૈરાં છોકરાંને બાળી મૂકી બહુ બહાદુરીથી મરતાં સુધી લડ્યા.

**મુગલોના હુમલા**—એના રાજમાં મોગલલોકોએ સાત હુમલા કર્યા. પહેલા એ પંજાબ ઉપર ૧૨૯૭-૯૮ માં કર્યા તેમાં તેઓ હાર્યા. ત્રીજો હુમલો ઇ. સ. ૧૨૯૮

માં કર્યો. તેમાં મુગલ સરદાર કુતલઘખાં ઠેઠ દિલ્લી સુધી આવ્યો. તેને અલાઉદ્દીનના સરદાર જાફરખાંએ હરાવી નસાડ્યો. પછી પાદશાહે જાફરખાંની અદેખાઈ કરી, તેને મોગલોની પછવાડે મોકલ્યો ને તેને મદદ મોકલી નહીં. તેથી મોગલોએ તેને મારી નાંખ્યો. વળી ઈ. સ. ૧૩૦૩ માં મોગલો દિલ્લી આવી પાછા ગયા ને ઈ. સ. ૧૪૦૪—૫માં રોહીલખંડ ઉપર હલ્લા કર્યા પણ તેમાં માર્યા ગયા. લડાઇમાં પકડાએલા મોગલોને તેણે દિલ્લીમાં રાખ્યા હતા. તેમણે બળવો કરવાથી કતલ કરાવી તેમને મારી નાંખ્યા.

**દક્ષિણમાં જીત**—ઉત્તર હિંદમાં જય મેળવી દક્ષિણ-પર નજર ફેરવી. ઇ. સ. ૧૩૦૩માં મલેક કાફુરને ફોજ આપી વરંગુળ જીતવા મોકલ્યો. તેણે માળવા, ખાનદેશ, ને મહારાષ્ટ્ર જીતી લેઇ ત્યાંના રાજા રામદેવને દિલ્લી આણ્યો. તેણે પાદશાહની તાબેદારી કબુલ કરવાથી અલાઉદ્દીને તેને માન સાથે તેની રાજધાનીમાં જવા દીધો ૧૩૦૬. વળી કાફુરે ઈ. સ. ૧૩૦૯ માં તૈલંગણ પ્રાંતની રાજધાની વરંગુળ જીતી લીધું. ને ૧૩૧૦ માં કર્ણાટક, તથા ૧૩૧૨ માં ઠેઠ રામેશ્વર સુધીનો મુલક જીતી, તે શહેરમાં એક મસીદ બંધાવી.

**અલાઉદ્દીનના ઘરડપણના બનાવ**—એના પાછલા કાળમાં ગૂજરાતના લોકે બંડ કરી ત્યાંના સૂબા અલપખાંને મારી નાંખ્યો. ચિતોડના રજપૂતોએ મુસલમાનોને કિલ્લા બહાર કાઢી મૂકયા, અને રાણા હમીરે ચિતોડગઢ પાછો જીતી લીધો. દક્ષિણમાં રામદેવના જમાઈ હરપાળે ઘણેક

ઠેકાણેથી મુસલમાનોને મારી કાઢયા. એવી એવી વાતો સાંભળી અલાઉદ્દીનને બહુ ક્રોધ ચઢયો ને પોતાના હાથ ભોંયપર ઘસ્યા.

અનિયમીત ખોરાકથી તેનું શરીર બગડયું, તેથી તેને બધા ઉપર વહેમ આવવા લાગ્યો, માટે કોઈને પણ પોતાની પાસે આવવા ન દે. ફકત કાફુરને ભરોંસે રહી પોતાની બેગમને તથા બે વડા શાહજાદાને કેદ કર્યા. આખરે કાફુરે તેને ઝેર દઈ ઈ. સ. ૧૩૧૫ માં મારી નાંખ્યો.

એ બાદશાહ ધર્માંધ, બુદ્ધિમાન, શૂરવીર, અભિમાની, ને જુલમી હતો. તેના કાયદા સારા હતા, તથા રાજનો સારો બંદોબસ્ત રાખ્યો હતો, પણ જુલમી સ્વભાવને લીધે તે અલાઉદ્દીન ખૂની એ નામથી ઓળખાય છે.

**ઉમર**—૧૩૧૫-૧૩૧૬-અલાઉદ્દીન પછી તેના નાના દીકરા ઉમરને કાફુરે ગાદીઉપર બેસાડી, બે મોટા દીકરાઓની આંખો ફોડી, ને ત્રીજો મુબારક હતો તેને મારવા સારૂ મારા મોકલ્યા, મુબારક મારાઓને પોતાનાં ઘરેણાં આપી બચ્યો, ને કાફુરને મારી નંખાવી ગાદી ઉપર બેઠો.

**મુબારક**—૧૩૧૬-૧૩૨૦-એણે ગાદીઉપર બેશી પોતાના નાનાભાઈ ઉમરને આંધળો કર્યો, નેમોટા બે ભાઇઓને મારી નંખાવ્યા, તથા ગૂજરાતનું બંડ સમાવ્યું. દક્ષિણમાં હરપાળ ઉપર ચઢાઈ કરી તેને મારી નાંખ્યો, ને કેટલાક વેરા માફ કરી હોંશીઆરી બતાવી. પણ પછી રાજની લગામ ખુશરૂ નામે નીચ જાતના વજીરને સોંપી. પોતે દિલ્લીમાં રહી, નઠારા મોજશોખમાં પડયો. આખરે તેના વજીર ખુશ

રૂખાંએ ૧૩૨૦ માં તેને મારી નંખાવી ગાદી ઉપર બેઠો.

**ખુશરૂ**—૧૩૨૦ એ મુસલમાન થયેલો ઢેડ હતો. પણ મુસલમાની ધર્મ ઉપર તેની પૂરી શ્રધા નહોતી તેણે કુરાન ઉપર બેશીને, તથા મસીદોમાં મૂર્તિઓ પધરાવીને પઠાણ અમીરોને ગુસ્સે કર્યા. કેટલાક અમીરોએ બંડ કર્યાં તેમને કાઢી મૂકી તેમની જગા ઉપર પોતાની જાતનાઓને લાવી બેસાડ્યા. છેલ્લે ગાઝીખાં નામે પંજાબના હાકેમે તેનાપર ચડાઈ કરી તેને મારી નાંખ્યો.

## તઘલખ વંશ. ૧૩૨૦-૧૪૧૨.

**ગ્યાસુદ્દીન**—૧૩૨૦-૧૩૨૫-એનું બીજું નામ ગાઝીખાં હતું. તે પંજાબનો હાકેમ હતો. ત્યાંથી આવી તેણે ખુશરૂખાંને હરાવી મારી નાંખ્યો. પછી અમીરોએ તેને ગાદી ઉપર બેસવાને કહ્યું તેથી તે પાદશાહ થયો. પછી તેણે બંગાળા ઉપર સ્વારી કરી ત્યાંનું બંડ સમાવ્યું. ત્યાંનો સૂબો બકારાખાં હતો તેને કાયમ રાખી પાછો આવ્યો. તેણે દિલ્લીમાં તગ્લખાબાદ નામે કિલ્લો બાંધ્યો. એના દીકરા જુમાખાં ( મહમુદે ) એ તેલંગણ ઉપર સ્વારી કરી જય મેળવ્યો, ને ત્યાંથી પાછા આવી દિલ્લીની પાસે પોતાના બાપની મુલાકાત લેવા સારૂ લાકડાનો મંડપ રચાવ્યો. તે મંડપ પડી જવાથી ગ્યાસુદ્દીન ચગદાઇને મરણ પામ્યો. પછી તેનો દીકરો મહમુદ ગાદી ઉપર બેઠો.

**મહમુદ**—૧૩૨૫-૧૩૫૧ એ વિદ્વાન. બુદ્ધિમાન ને બહાદુર, પણ નિર્દય, ગાંડો, ને અવિચારી હતો. એના વખત-

માં મોગલોએ પંજાબ ઉપર સ્વારી તેમને ધન આપી પાછા કાઢ્યા.

**મહુમદનાં અવિચારનાં કામ**—(૧) ચીન તથા ઇરાન જીતવા મોટાં લશ્કર તૈયાર કર્યાં. તેમાં ચીનપર મોકલેલું લશ્કર હિમાલયમાં ટંડથી મરણ પામ્યું. ને ઇરાનપર મોકલવાને એકઠા કરેલા લશ્કરને પગાર નહીં મળવાથી તેઓ વેરાઇ જઈ લૂટફાટ કરવા લાગ્યા, તેથી દેશની ખરાબી થઇ. (૨) ભારે વેરા નાંખ્યા છતાં લડાઈના ખર્ચને સારૂ તેને જોઇતાં નાણાં ન મળ્યાં ત્યારે તેણે ત્રાંબાનાણું ચલાવ્યું પણ પરદેશી વેપારીઓએ તે ન લીધાથી વેપાર રોજગાર બંધ પડ્યો, વેપારીઓ ટૂટી ગયા, ને તેનો ખજાનો ત્રાંબાનાણાથી ભરાયો (૩) રાજધાની કરવાના વિચારથી દિલ્લીના લોકોને આઠસેં મૈલને છેટે દોલતાબાદમાં જઇને વસવાનો હુકમ કર્યો. તે આવજામાં હજારો માણસ મરણ પામ્યાં. (૪) ગમતને માટે માણસનો શિકાર કરવાની યુક્તિ રચી, એટલે કેટલીક જગાને ઘેરી લઈ પછી તે ઘેરાવો ઓછો કરવા તથા તેમાં વચ્ચે જે માણસ આવે તેને કાપી નાંખવાનો હુકમ આપતો, આવી રીતે તેણે કનોજના લોકની કતલ કરાવી હતી. (૫) પોતાનો દાંત પડી જવાથી તેનાપર ઘણા પૈસા ખરચી કબર ચણાવી. વગેરે ઘણાં મૂર્ખાઇનાં કામ કર્યાં. આ બાદશાહના રાજનો વિસ્તાર ઘણો હતો. પણ ધર્માભિમાનને લીધે તેણે હિંદુ રાજા રાણાઓ અને અમલદારો ઉપર ભરોંસો ન રાખ્યો. તેથી તેના રાજમાં બંડ થયાં, ને સૂબાઓ સ્વતંત્ર થઇ ગયા.

૧૩૩૯માં પંજાબના સૂબાએ બંડ કર્યું તેને ગરદન માર્યો.

૧૩૪૦માં બંગાળામાં બંડ ઉઠયું તે સમ્યું નહીં.

૧૩૪૪માં કર્ણાટક અને તૈલંગણના હિંદુ રાજાઓ સ્વતંત્ર થયા.

૧૩૪૭માં દક્ષિણમાં બેદરમાં હસનગંગુ ( જાફરખાં)નામે સરદારે બ્રાહ્મણી રાજ સ્થાપ્યું તે ૧૫૦ વરસ ચાલ્યું.

૧૩૪૭માં ગુજરાતમાં બંડ થયું તે સમાવી દક્ષિણ ગયો એટલે પાછું ગુજરાતમાં ફરીને બંડ ઉઠયું. તેથી એકદમ ગુજરાતમાં આવ્યો. ને બંડ ખોરોને હરાવ્યા, પણ તેઓ સિંધમાં નાઠા તેમની પાછળ જતાં એ પાદશાહ ઠઠ્ઠામાં ૧૩૫૧માં મરણ પામ્યો, ને તેનો ભત્રિજો ફીરોજ પાદશાહ થયો.

**ફીરોઝુદ્દીન**—૧૩૫૧–૧૩૮૮ એ પાદશાહ લડાઈના કામમાં કાચો હતો. તેથી તેણે ગુજરાત તથા સિંધના બળવાખોરોનું મન મનાવ્યું. ને બંગાળાના સૂબાનું સ્વતંત્રપણું કબુલ રાખ્યું. એણે શાંતીથી રાજ કરી કેટલાંક લોકો ઉપયોગી કામ કર્યાં. ૧ ખેતીને સારૂ પાણી પહોંચાડવા નદીઓમાંથી નેહેરો ખોદાવી. તેમાંની જમનાની નેહેર હાલસુધી રહેલીછે. અને તેનો કેટલોક ભાગ અંગ્રેજ સરકારે સુધરાવી ખપમાં આણેલોછે. ૨. કુવા, તળાવ, ધર્મશાળાઓ રસ્તાઓ, ને નહાવાની જગાઓ બંધાવી, તથા રસ્તા ઉપર ઝાડો રોપાવ્યાં. ૩. નિશાળો, દવાખાનાં, પૂલો, મસીદો, વગેરે બંધાવી લોકોને સુખ કર્યું. એના પછી નીચેના ચાર પાદશાહ ગાદીએ બેઠા.

| | | | |
|---|---|---|---|
| **ગ્યાસુદ્દીન રજો** | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ વરસ. |
| **અબુબકર** | ૧૩૮૯ | ૧૩૮૯ | દોઢમાસ. |
| **નાસરૂદ્દીન** | ૧૩૮૯ | ૧૩૯૨ | ૩ વરસ. |
| **સિકંદર** | ૧૩૯૨ | ૧૩૯૨ | ૧ માસ. |

એમના વખતમાં કંઈ જાણવાલાયક બનાવ બન્યા નથી.

**મહમુદ રજો**—૧૩૯૨–૧૪૧૨–એ નાસરૂદ્દીનનો દીકરો હતો તેનામાં દમ નહિ હોવાથી ઈ. સ. ૧૩૯૪માં જુવાન પુરના અને ૧૪૦૧માં માળવા તથા ખાનદેશના સૂબાઓ સ્વતંત્ર પણે અમલ કરવા લાગ્યા.

એના વખતમાં ૧૩૯૮માં મોગલ પાદશાહ તૈમુર મધ્ય એશિઆમાંથી જબરી ફોજ લઈ દિલ્લી ઉપર ચઢી આવ્યો, મહમદ ગુજરાત ભણી નાશી ગયો. તૈમુરે દિલ્લી શહેર પાંચ દિવસ સુધી લૂટયું બાળ્યું ને કતલ કરી પુસ્કળ દ્રવ્ય અને બંધીવાન લઈ પોતાને દેશ તાતાર ગયો. તે જે રસ્તે આવ્યો ગયો તે રસ્તાનાં ગામ લૂટયાં ને બાળ્યાં. એવી રીતની ખરાબી કરી ગયા પછી મહમુદ પાછો આવ્યો ને દિલ્લીની ગાદી ઉપર નામનો બાદશાહ રહ્યો.

એનો મોકલેલો સૂબો જુફરખાં ગુજરાતમાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો. પણ બાદશાહ નામ ધારણ કર્યું નહિ. એણે ૧૪૦૩માં પોતાના દીકરા તાતારખાંને નાસરૂદ્દીન મહમુદ એવો ઇલકાબ આપી પાદશાહ ઠરાવ્યો અને દિલ્લીના પાદશાહની નામની તાબેદારી છોડી. પણ તે મરણ પામ્યો ત્યારે જુફરખાં મુજફ્ફરશાહ નામ ધારણ કરી પોતે પાદશાહ થયો. અકબરના વખત સુધી મુજફ્ફરશાહના વં-

શમાં ગુજરાતની પાદશાહી રહી તે દરમીઆનમાં થએલા પાદશાહોનાં નામ તથા ગાદીએ બેઠાનાં વર્ષ નીચે પ્રમાણે.

| | |
|---|---|
| મહમદશાહ ૧લો. | ૧૪૦૩ |
| મુજફ્ફરશાહ ૧લો. | ૧૪૦૭–૧૪૧૧. |
| અહમદશાહ ૧લો. | ૧૪૧૧–૧૪૪૧. |
| મહમદશાહ ૨જો. | ૧૪૪૧–૧૪૫૧. |
| કુતુબશાહ. | ૧૪૫૧–૧૪૫૯. |
| દાઊદશાહ. | ૧૪૫૯–૧૪૫૯. |
| મહમદશાહ ૩જો (બેગડો.) | ૧૪૫૯–૧૫૧૩. |
| મુજફ્ફરશાહ ૨જો. | ૧૫૧૩–૧૫૨૬. |
| સિકંદરશાહ. | ૧૫૨૬–૧૫૨૬. |
| મહમદશાહ ૪થો. | ૧૫૨૬–૧૫૨૬. |
| બહાદુરશાહ. | ૧૫૨૬–૧૫૩૬. |
| મહમદશાહ ૫મો. | ૧૫૩૬–૧૫૫૪. |
| અહમદશાહ ૨જો. | ૧૫૫૪–૧૫૬૧. |
| મુજફ્ફરશાહ ૩જો. | ૧૫૬૧–૧૫૭૩. |

આ ચૌદ બાદશાહોમાં મુજફ્ફરશાહ સુધીની હકીકત ઉપર આવી ગઈ સુલતાન **અહમદશાહે** આશાવળના રાજા આશા ભીલને હરાવી ઈ. સ. ૧૪૧૪માં અમદાવાદ શહેર વસાવી પાટણને બદલે તે શેહેરમાં પોતાની રાજધાની કરી ને હાથમતીને કાંઠે અહમદનગર વસાવી ઈડરના રાજાને શહે પાડી. તથા મેવાડ, બુદી, કોટા વીગેરે ના રાજાઓને હરાવી તેમની કનેથી ખંડણી લીધી ને માળવા તથા દક્ષિણના પાદશાહો સાથે લઢી ફતેહ મેળવી.

**મહમદશાહ ૨ જો**—એણે ચાંપાનેરના રાવળ ઉપર ચઢાઈ કરી હતી પણ માળવાના પાદશાહે તેને મદદ કરી માટે તે પાછો હઠયો તેથી અમીરોએ તેને મારી નાંખી કુતુબશાહને ગાદીએ બેસાડયો.

**કુતુબશાહ**—એણે માળવાની ફોજ સરખેજ સુધી આવી હતી તેને પાછી વાળી તથા ચિતોડના રાણાને નમાવ્યો. એણે ભદ્રનો કિલ્લો તથા કાંકરીઆ તળાવ બંધાવ્યું. એના પછીના દાઉદશાહમાં કંઈ દમ નહોતો.

**મહમદ બેગડો**—એ નાની ઉમરનો હોવા છતાં તેણે સરદારોને તાબે કર્યા, ને જુનાગઢ તથા પાવાગઢનાં રાજ જીત્યાં તેથી તે બેગડો કહેવાય છે. એણે કચ્છ સિંધ ને માળવાના લોકોને નમાવ્યા તથા મેહેમદાવાદ વસાવ્યું.

**મુજફરશાહ ૨ જો**—એ નબળો હોવાથી ઇડરના રાવે તથા ચિતોડના રાણાસંગે તેનો મૂલક લુટી હેરાન કર્યો એના પછીના સિકંદરશાહ તથા મહમદશાહ એ દમવગરના પાદશાહ થયા.

**બહાદુરશાહ**—એણે દક્ષિણનાં અહમદનગર વગેરે શહેરો લૂટયાં, માળવાપ્રાંત જીત્યો, ને ચિતોડના રાણા પાસેથી ખંડણી લીધી તથા દીવબંદરથી ફીરંગી લોકોને પાછા કહાડયા. એના વખતમાં દિલ્લીના પાદશાહ હુમાયુએ આવી ચાંપાનેર વગેરે ગુજરાતનો કેટલોક ભાગ જીત્યો. પણ હુમાયુ શિરશાહનું બંડ સમાવવા આગ્રે ગયો, એટલે બહાદુરશાહે પોતાનો મુલક કબજ કર્યો. છેલ્લે ૧૫૩૬માં દીવબંદરના ફીરંગી ઉપર સ્વારી કરી તેમાં તે લોકે તેને દગાથી મારી નાંખ્યો.

**મહમદશાહ ૫મો**—એણે હિંદુ રાજા, રાણા, ઠાકોરો, વીગેરેનાં ગામ ખુંચી લેવાનો હુકમ કર્યાથી શિરોઈ, ડુંગરપુર, ઈડર ને લુણાવાડા વગેરેના ગરાશીઆ લઢવા ઉઠયા. હિંદુઓને ઘોડે બેસવાની, સારાં લુગડાં પહેરવાની, તથા તેહેવાર પાળવાની મના કરી હતી. આ નઠારા પાદશાહને તેના ખુરાન નામના નોકરે મારી નાંખ્યો. એના પછી અહમદશાહ થયો તે તેના વજીર એતિયાદખાંને હાથે માર્યો ગયો.

**મુજફ્ફરશાહ ૩જો**—એ અમદાવાદનો છેલ્લો બાદશાહ હતો એનામાં કંઇ દમ નહોતા માટે તેના સરદારો મુલક વહેંચી લઇ માંહોમાંહે લડતા હતા, એવામાં દિલ્લીના પાદશાહ અકબરે આવી ૧૫૭૩માં ગુજરાતનું રાજ જીતી લીધું ને મુજફ્ફરશાહને દિલ્લી લઈ જતાં તેણે આપઘાત કર્યો. એ રીતે ગુજરાતનું રાજ દિલ્લીની પાદશાહી સાથે જોડાયું.

**મહમુદતઘલખ**—ઈ. સ. ૧૪૧૨માં મરણ પામ્યો ત્યાર પછી બે વરસસુધી સરદાર દોલતખાં લોદીએ રાજ ચલાવ્યું ને પછી સૈયદવંશી પાદશાહોને હાથ ગાદી ગઈ.

## સૈયદવંશ. ઈ. સ. ૧૪૧૪–૧૪૫૦

**ખીજરખાં**—૧૪૧૪–૧૪૨૧. દોલતખાંને હરાવી પંજાબના સૂબા ખીજરખાંએ દિલ્લીનું રાજ લીધું. તે સાત વરસ રાજકરી મરણ પામ્યો. પછી તેનો દીકરો મુબારક પાદશાહ થયો.

**મુબારક**—૧૪૨૧–૧૪૩૩–એ પાદશાહને તેના વજીરે મારી નાંખી તેના ભત્રિજા મહમુદને ગાદી ઉપર બેસાડયો.

**મહમુદ**—૧૪૩૩–૧૪૪૩ એના વખતમાં જુવાનપુર ત-

થા માળવાના સુલતાનોએ તેના પ્રાંતો જીતી લીધા. તેનું રાજ જવાની તૈયારીમાં હતું, એટલામાં પંજાબના સૂબા બહીલોલખાંએ તેને મદદ કરી તેથી બચ્યું. તે દશ વરસ રાજ કરી ઈ. સ. ૧૪૪૩માં મરણ પામ્યો.

**આલમ** (અલાઉદ્દીન) ૧૪૪૩–૧૪૫૦–મહમદ પછી તેનો દીકરો આલમ ગાદી ઉપર બેઠો એ દમવગરનો હોવાથી એના રાજની મર્યાદા છેક ઘટી ગઇ હતી. છેલ્લે બહીલોલખાંને તે રાજ સોંપી, પોતે દિલ્હીથી ૭૦ મૈલ ઉપર બુદાયુન નામે ગામ હતું ત્યાં ગયો ઈ.સ. ૧૪૫૦

## લોદીવંશ ઈ. સ. ૧૪૫૦–૧૫૨૬.

**બહીલોલખાં**—૧૪૫૦–૧૪૮૮. એ પ્રથમ પંજાબનો સૂબો હતો. દિલ્હીની ગાદી એના હાથ આવી પછી તેણે ધીમેધીમે રાજ વધાર્યું તથા મજબુત કર્યું. ૨૬ વરસ સુધી જુવાનપુરના રાજા સાથે લડી તેનો પ્રાંત તાબે કર્યો. અને ૩૮ વરસ રાજ કરી. ઈ સ. ૧૪૮૮ માં મરણ પામ્યો.

**સિકંદર**—૧૪૮૮–૧૫૧૭–બહીલોલખાં પછી તેનો દીકરો સિકંદર પાદશાહ થયો. એ બહુ ધર્માંધ હતો. તેથી તેણે હિંદુ ધર્મને ઘણું નુકશાન કર્યું. એણે પોતાની રાજધાની આગ્રામાં કરી હતી. એના વખતમાં ફિરંગી. (પોર્તુગીઝ) લોકો પહેલ વહેલા હિંદમાં આવ્યા. તથા નાનકપંથ નીકળ્યો. તે ઈ. સ. ૧૫૧૭માં મરણ પામ્યો. પછી તેનો દીકરો ઈબ્રાહિમ પાદશાહ થયો.

**ઈબ્રાહિમ**—૧૫૧૭–૧૫૨૬—એ બેવકુફ તથા નબળો હતો. તેના કેટલાક સૂબાઓએ બંડ કર્યાં. તેમાં પંજા-

બના સૂબા દોલતખાંએ બાબરને પોતાની મદદે બોલાવ્યો, બાબર ફોજ લઈ ૧૫૨૬ માં હિંદમાં આવ્યો ને પાણીપતની લડાઈમાં ઈબ્રાહિમને મારી પોતે હિંદનો પાદશાહ થયો.

---

# પ્રકરણ ૩ જું.

## મોગલવંશ. ૧૫૨૬-૧૮૫૭

**બાબર**—૧૫૨૬-૧૫૩૦-એ બાર વરસની ઉમરે ઈ. સ. ૧૪૯૪ માં અફગાનિસ્તાનના ફરગાન પ્રાંતમાં પોતાના બાપની પૂઠે ગાદી ઉપર બેઠો, તેણે ૧૪૯૭માં પોતાના કાકાને હરાવી સમરકંદ જીત્યું, પણ ત્યાંના ઉસ્બેક લોકે બળવો કરી તેને કાઢી મૂકયો. તેથી તે કાબુલ ગયો ને ૧૫૦૪ માં તે રાજ જીતી લીધું. પછી બાવીશ વરસ ત્યાંનો બંદોબસ્ત કરવામાં ગાળી હિંદુસ્તાન જીતવાની તૈયારી કરી. પંજાબના સૂબા દોલતખાં લોદીના બોલાવ્યાથી તે હિંદમાં આવ્યો. ને ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં ઈબ્રાહિમ લોદીને હરાવી દિલ્લીની ગાદી લીધી. તોપણ રજપૂતો સાથે લડવાનું બાકી રહ્યું. ચિતોડ અને તેની આશપાશના મુલકમાં સંગ નામે રજપૂત રાજા રાજ કરતો હતો. તેણે ઘણાક રાજાઓને પોતાની મદદે બોલાવી. ઈ. સ. ૧૫૨૭ માં ફતેપુર સીક્રી આગળ બાબર સાથે યુદ્ધ કર્યું. તેમાં બાબર ઘણી મુશીબતે જીત્યો. એ વખતથી તેણે દારૂ નહીં પીવાની બાધા લીધી હતી. ૧૫૨૮ માં બાબરે ચંદેરીને ઘેરો ઘાલ્યો. ત્યાંનો રાજા મેદનીરાય તેની સાથે બહાદુ-

રીથી લડયો ને માર્યો ગયો. તે પછી બાબરે અયોધ્યા, બંગાળા, ને બહાર પ્રાંતો જીતી લીધા ને આગ્રે આવ્યો. અહીં તેનો વડો શાહજાદો હુમાયું માંદો પડયો. તેથી તેણે કંઈ વહેમી ક્રિયા કરી, પરમેશ્વર પાસે માગ્યું કે હું મારૂં બાકી રહેલું આયુષ મારા દીકરાને આપુંછું. માટે હે! પ્રભુ તેને ઉગારી મને ઉપાડી લે. તે પછી તેનો દીકરો હુમાયું સાજો થવા લાગ્યો. પણ વહેમથી કે બીજા કોઈ કારણથી તેનું શરીર બગડયું ને તે ઈ. સ. ૧૫૩૦ માં મરણ પામ્યો. તેનું મુડદુ કાબુલ લઈ જઇ દાટયું. એ શૂરો, ચતુર, લોભી, ને ધીરજવાન હતો. પોતાની રૈયતને સુખી કરવાને હમેશાં ઉપાય કરતો. એને ફુલનો ઘણો શોખ હતો. તથા પોતાના કુટુંબ ઉપર ઘણો પ્યાર રાખતો, તેણે હિંદમાં ચાર વરસ ને બધું મળી ૩૬ વરસ રાજ કર્યું.

**હુમાયું**—૧૫૩૦–૧૫૫૬ બાબરને ચાર દીકરા હતા. હુમાયુ, કામરાન, હિંદાલ, ને મિરજા અસ્કરી. હુમાયુ દિલ્લીની ગાદી ઉપર બેઠો. કામરાનના તાબામાં કંદહારને પંજાબ, હિંદાલને તાબે સંબલપ્રાંત, ને મેવાતનો મુલક મિરજાઅસ્કરીના તાબામાં આવ્યો.

ઇબ્રાહિમ લોદીના કાકા અલ્લાઉદ્દીને બંડ કર્યું તેને ગૂજરાતના બહાદુર પાદશાહે મદદ કરી, તેથી હુમાયુએ જઇને તેને મંદેસર આગળ હરાવ્યો ઈ. સ. ૧૫૩૫. પછી હુમાયુએ ગૂજરાતમાં જઇ ચાંપાનેરનો ડુંગરી કિલ્લો જીતી લીધો. એવામાં શીરશાહ નામનો અફગાન સરદાર જે ચુનાર ગઢમાં રહેતો હતો તેણે હુમાયું સામે બંડ કરી બંગાળા તથા બહાર પ્રાંતો જીત્યા. તેથી તેને સજા કરવા સારૂ

હુમાયુને ગુજરાતમાંથી એકાએક જવું પડયું તેથી બહાદુરશાહે પોતાનો મુલક હાથ કર્યો. ઈ. સ. ૧૫૩૯ માં હુમાયુંએ બકસર આગળ અને ૧૫૪૦ માં કનોજ આગળ શીરશાહ સાથે લઢાઈ કરી, પણ બંને ઠેકાણે પોતે હાર્યો. તેથી પોતાના કુટુંબને લઇને અમરકોટ શેહેરમાં ગયો. ત્યાં તેની રાણી હમીદાએ અકબર નામના પુત્રને જન્મ આપ્યો ૧૫૪૨. પછી પોતાના કુટુંબ સહિત હુમાયું કાબુલ ગયો. ને પોતાની રાણી તથા કુંવરને પોતાના ભાઈના કબજામાં સોંપી પોતે ઇરાન ગયો. ત્યાંના પાદશાહ તમસ્પે તેની પાસે શિહાપંથ પાળવાની કબુલત લઇ ૧૪૦૦૦ સ્વારની મદદ કરી, તે મદદ લઇ હુમાયું કાબુલમાં આવ્યો ને પ્રથમ પોતાના ભાઇઓને વશ કરી પોતાના વજીર બેહેરામ સહિત હિંદમાં આવી. ઈ. સ. ૧૫૫૬ માં શીરશાહના વંશજો પાસેથી દિલ્હીનું રાજ લીધું.

## સૂરવંશ–૧૫૪૦–૧૫૫૬–૧૬

**શીરશાહ**—૧૫૪૦–૧૫૪૫. હુમાયું હારીને સિંધમાં નાશી ગયો ત્યારથી દિલ્હીનું રાજ શીરશાહને તાબે આવ્યું. બંગાળાના સુબેદારે બંડ કરવાથી શીરશાહે તેને હરાવી તાબે કર્યો. ચિતોડ, રણથંભોર, ગ્વાલીઅર, કલીંજર વગેરેના હિંદુરાજાઓને જીતવાને તેણે પ્રયત્નો કર્યા પણ કંઈ વળ્યું નહિ. છેલ્લે ઈ. સ. ૧૫૪૫માં કલીંજરને ઘેરો ઘાલ્યો હતો ત્યાં દારૂખાનું સળગવાથી તે બળી મુઓ. એણે કુવા તળાવ, ધર્મશાળાઓ, રસ્તા, વિગેરે બંધાવી લોકોને સુખી કર્યાં. એના પછી તેનો દીકરો સલીમ પાદશાહ થયો

**સલીમશાહ**—૧૫૪૫-૧૫૫૩ એણે દિલ્લીમાં એક મેહેલ બંધાવ્યો તેને સલીમગઢ કહેછે. તે ગ્વાલીયરમાં મરણ પામ્યો પછી તેનો ભાઇ આદિલી પાદશાહ થયો.

**આદિલશાહ**—૧૫૫૩-૧૫૫૬. એણે હલકા માણસોની પ્રીતિ કરી તેમને મોટાં મોટાં ઇનામો આપીને પોતાનો ખજાનો ખાલી કર્યો. પછી કેટલાક અમીરોની જાગીરો જપ્ત કરી માટે તેમણે બંડ કર્યો. એવામાં ઈરાનના પાદશાહની આપેલી મદદ લઈ હુમાયું તેના સામે આવ્યો. ને પાણીપતના મેદાનમાં આદિલીના વજીર હેમુને હરાવી દિલ્લી લીધું, ૧૫૫૬. પણ એજ વરસમાં હુમાયું પોતાના મહેલની આરસની શીડીપરથી પડી જવાથી મરણ પામ્યો. તે સોળ વરસ બહાર રખડયો તે સુદ્ધાં તેણે ૨૬ વરસ રાજ કર્યું. તેની પાછળ તેનો દીકરો અકબર પાદશાહ થયો.

## મોગલવંશ.

**અકબર**—૧૫૫૬-૧૬૦૫-એ ચૌદવરસની ઊમરે ગાદી ઉપર બેઠો. તેવખતે તેનો બધો કારભાર તેના બાપના વખતનો વજીર બેહેરામ ચલાવતો હતો. તે બહાદુરને નીમક હલાલ પણ ગર્વીષ્ટને ઘાતકી હતો, લોકો તેને ખાન બાબા એટલે રાજપિતા કહેતા. અકબરે તેના ગર્વીષ્ટ તથા ઘાતકી પણાથી કંટાળી રાજની લગામ પોતાને હાથ લીધી, નેપોતાના સિવાય બીજા કોઇનો હુકમ માનવો નહીં એવો ઢંઢેરો ફેરવ્યો. તેથી બેહેરામને માઠું લાગ્યું માટે તેણે પંજાબમાં જઈ બળવો કર્યો. અકબરે તેને પકડયો, પણ આગળની સારીનોકરીની બુજ જાણીને તેના ઉપર દયા કરી તેનો

ગુનો માફ કર્યો. ને તેને પેનશન બાંધી આપ્યું. પછી બેહેરામ મક્કે જાત્રા કરવાસારૂ જતો હતો. તેવામાં ગુજરાતમાં તેના કોઇ પઠાણ દુસ્મને તેને મારીનાંખ્યો. ઈ. સ. ૧૫૬૦

અકબરને નાનો જાણી તેના સરદારો તેને ગાંઠવા નલાગ્યાથી તેમને વશકરવાને તેણે પ્રથમ ગોઠવણ કરી ખાન જમાનને જુવાનપુરમાં રાખ્યો હતો, તેણે બંડકરવાથી તેને હરાવી તાબે કર્યો. આદમખાંને માળવાનો સૂબો નીમ્યો હતો. પણ તે સ્વતંત્ર થવાથી પાદશાહે તેને વશ કર્યો. પોતાના સરદારોને વશ કર્યા પછી રજપૂત રાજાઓનો બંદોબસ્ત કરવામાં ચિત્ત પરોવ્યું. આગળના પાદશાહોને અફગાનિસ્તાન અને મધ્ય એશિઆમાંથી લશ્કરી મદદ મળતી, પણ તે પ્રાંતો અકબરના તાબામાં નહીં હોવાથી તેવીમદદ મળવાની તેને આશા નહોતી, માટે તેણે પોતાને જોઇતી મદદ ભરત ખંડમાંથી મેળવવાની ગોઠવણ કરી. રજપૂત રાજાઓને વશ કરી તેમની સાથે દોસ્તી તથા સગાઈ કરી. કેટલાક રજપૂત રાજાઓની કંન્યાઓને પરણ્યો, તથા પોતાના દીકરાઓને પરણાવી રજપૂતોનું માન રાખી તેમને મોટા હોદ્દાઓ આપ્યા.

અકબર જેપૂર તથા જોધપૂરના રાજાઓની કુંવરીઓને પરણ્યો, અને જેપુરના રાજાના કુંવર ભગવાનદાસની કુંવરી વેરે પોતાના દીકરા સલીમને પરણાવ્યો. ચિતોડના રજપૂત રાજાએ મુસલમાનોને કન્યા આપવાની નાપાડી અકબરનું ઉપરી પણું કબુલ ન કર્યું, તેથી અકબરે ચિતોડ ઉપર સ્વારી કરી, રાણો ઉદેસીંગ નાશીગયો, પણ તેનો સરદાર જેમલ

ચિતોડ ગઢનું રક્ષણ બહુ બહાદુરીથી કરતાં પોતાના ૮૦૦૦ રજપૂતો સાથે મરાયો, ને અકબરે ચિતોડ લીધું ઈ. સ. ૧૫૬૮. ઉદેસીંગ તાબે ન થતાં અરવલ્લીના ડુંગરોમાં ભરાયો, પછી તેના કુંવર પ્રતાપસિંહે ધીમે ધીમે પોતાનો મુલક જીતી લઈ, ઉદેપૂર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. હાલ પણ ત્યાં તેના વંશજો રાજ કરે છે.

**અકબરે કરેલા સુધારા**—( ૧ ) મુસલમાનોની પેઠે હિંદુઓને તેમની લાયકી પ્રમાણે મોટા હોદ્દાઓની જગાઓઆપી. ( ૨ ) જજીઆ વેરો તથા જાત્રાળુ વેરો માફ કર્યો. (૩) સતી થવાનો રીવાજ બંધ કર્યો. ( ૪ ) બાળલગ્નની બંધી કરીને પૂનર્લગ્ન કરવાની છૂટ આપી. (૫) વિદ્વાનોને આશરો આપ્યો. (૬) રૈયતને પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળવાદીધો.

**અકબરના રાજના કેટલાક બનાવોની સાલવારી નોંધ.**

૧૫૬૬ આગ્રામાં કિલ્લો બાંધી પોતાની રાજધાની તે શહેરમાં કરી. ને ૧૫૭૨ માં માળવા પ્રાંત જીતી લીધો.

૧૫૭૩ માં ગૂજરાતના ત્રીજા મુજફરને હરાવી તે પ્રાંત દિલ્લીસાથે જોડી દીધો. તે આલમગીર બીજાના વખતમાં મરેઠાને હાથ જતાં સુધી મુગલ બાદશાહના તાબામાં રહ્યો. તે દરમીઆન તેમના તરફના પચાશેક સુબેદાર ગૂજરાતનો કારભાર કરવાને આવ્યા હતા છેલા સુબેદાર જુવામર્દખાં બાબીને દામાજી ગાયકવાડે અને પેશ્વાના ભાઈ રઘુનાથ રાવે જાગીર આપી રાજ સત્તા કબજે કરી. જુનાગઢ, રાધનપૂર, અને વાડાસિનોરના નવાબો એ છેલ્લા સુબેદારના વંશજ છે.

૧૫૭૪ ઓઢીઆ પ્રાંત ટોડરમલે જીત્યો ને ૧૫૯૨ માં માનસીંગે તાબે કર્યો.

૧૫૭૬ બંગાળાપ્રાંત શીરશાહના વંશના દાઉદ પાસેથી ટોડરમલે જીતી લીધો, ને ૧૫૯૨ માં તાબે કર્યો.

૧૫૮૫ અકબરનો ભાઈ હકીમ કાબુલમાં મરણ પામવાથી તે પ્રાંત તેના કબજામાં આવ્યો.

૧૫૮૬ કાસ્મીરનું મુસલમાની રાજ અકબરે જીત્યું, ને ૧૫૯૨ માં સંપૂર્ણ તાબે કર્યું.

૧૫૯૨ સિંધપ્રાંત ત્યાંના હિંદુરાજા પાસેથી જીતી લીધો.

૧૫૯૨ કંદહારપ્રાંત ઇરાની લોકો પાસેથી જીતી લીધો.

એ પ્રમાણે ઉત્તર હિંદુસ્તાનમાં બંદોબસ્ત કર્યા પછી દક્ષિણ જીતવાનો વિચાર કર્યો. મહમદ તઘલખના વખતમાં દક્ષિણમાં બ્રાહ્મણી વંશ સ્થપાયો હતો. તેમાંથી આગળ જતાં પાંચ રાજ થયાં (૧) અહમદનગરમાં નિજામશાહી. (૨) વિજાપુરમાં આદિલશાહી. (૩) ગોવલકોંડામાં કુતુબશાહી. (૪) ઇલીચપુરમાં ઇમાદશાહી. (૫) બેદરમાં બરીદ શાહી. એમાંથી અહમદનગરનો પાદશાહ ગુજરી જવાથી ચાર જણ ત્યાંની ગાદીનો દાવો કરતા હતા. તેમાંના એકે અકબરની મદદ માગી, અકબરે પોતાનો દીકરો મુરાદ જે ગુજરાતનો સૂબો હતો તેને મોકલ્યો. અહમદનગરમાં ચાંદબીબી કરીને બહાદુર સ્ત્રી હતી, તે તેના સામે થઈ. પણ આખરે વરાડપ્રાંત મુરાદને આપી તેની સાથે સલાહ કરી ઈ. સ. ૧૫૯૬. આગળ જતાં તે પ્રાંતના કબજા સંબંધી તકરાર ઉઠી તેથી અકબર પંડે અહમદનગર ગયો. ત્યારે પણ ચાંદબીબીએ પહેલાંની પેઠે બહાદુરી બતાવી. પણ તેના લસ્કરી માણસોએ દગાથી તેને મારી નાંખી ૧૫૯૯.

તેથી અહમદનગર અકબરના તાબામાં આવ્યું. ત્યાંથી પાછા આવતાં ખાનદેશ જીત્યો.

**યુસફ્જી લોકોનું બંડ**—પંજાબની વાય્વ કોણ માં યુસફ્જી એટલે રોશનીઆ પંથના પહાડી લોકો રહેતા હતા. તેમણે બંડ કરવાથી તેમને જીતવા સારૂ અકબરે પોતાના સરદાર જેનખાં તથા બીરબલને ફોજ આપી મોકલ્યા ઈ. સ. ૧૫૮૬. પણ એ બેમાં સંપ નહીં હોવાથી બીરબલ માર્યો ગયો ને જેનખાં પાછો આવ્યો. પછી ટોડરમલ તથા માનસીંગને મોકલ્યા. તેમણે યુસફ્જી લોકના સરદાર જલાલને ઈ. સ. ૧૬૦૦ માં મારી નાંખી બંદોબસ્ત કર્યો.

**અકબરનું મરણ**—એને ત્રણ છોકરા હતા. (૧) સલીમ (૨) દાનીઆલ. (૩) મુરાદ તેમાંથી સલીમ સિવાયના બે અકબર છતાં દારૂના વ્યસનથી મરણ પામ્યા હતા. અને સલીમ દારૂડીયો ને નઠારો હોવાથી તેના મનને ઘણો ખેદ થતો હતો. તેવામાં અકબર માંદો પડયો. માટે તેની પાછળ ગાદીએ બેસાડવાને સલીમના દીકરા ખુશરૂને માટે ખટપટ થવા લાગી, તેથી અકબરે પોતાના બધા સરદારોને બોલાવી તેમની સમક્ષ પોતાની તરવાર સલીમને બંધાવી ગાદી ઉપર બેસાડયો. ને તેમને સલીમને મદદ કરવાની ભલામણ કરી. તેથી ખુશરૂના પક્ષનાઓનું કંઇ ચાલ્યું નહીં.

**અકબરની રાજનીતિ**—(૧) એણે તમામ જાતની રૈયતને સરખી ગણી, હરકોઇ લાયક આદમી ને મોટા હોદ્દાઓની જગાઓ આપવામાં ભેદ રાખ્યો નહી. (૨) બ્રાહ્મણ, પારસી, મુસલમાન, ખ્રીસ્તિ વગેરે ધર્મના પંડિતોની

સભા પોતાના દરબારમાં ભરી ધર્મ ચર્ચા કરતો. (૩) હ-રેક માણસને પોતાની મરજી પ્રમાણે ધર્મ માનવાની છૂટ આપી હતી.

રાજની વ્યવસ્થાને અર્થે તેણે પોતાના રાજના પંદર ભાગ પાડી, તે દરેક ભાગપર એક એક સૂબો નીમ્યો હતો તેમને લશ્કરી તથા દીવાની સંપૂર્ણ સત્તા આપી હતી. સે-નાપતિઓને જાગીરને બદલે પગાર આપવાનો ધારો કર્યો હતો. અને સૂબાઓ બરોબર બંદોબસ્ત રાખે છે કે નહીં, તેની ચોકશી પંડે રાખતો.

**અકબરની જમાબંધીની રીત**—ખેડુતોના ઉપર જુ-લમ ન ગુજરે તેથી તેણે પોતાના રાજમાં જમાબંધીની રી-ત બાંધી (૧) એક સરખા માપથી તમામ જમીન મ-પાવી. (૨) દરવીઘે દરવરસે કેટલો પાક થાય છે તે નકી કર્યું, ને તેનો ત્રીજો હિસ્સો સરકારે લેવાનું ઠરાવ્યું. ( ૩ ) દાણાને બદલે રોકડું નાણું લેવાનું ઠરાવ્યુ તેમ છતાં કોઈ દાણા આપે તો તે લેવાની છુટ રાખી હતી. આ પ્રમાણે જમીનની તપાસણી પહેલાં વરસો વરસ કરવામાં આવતી. પાછળથી તેમાં સુધારો કરી દશ દશ વરસે જમાબંધી ક-રવાનો ઠરાવ કર્યો. હાલ અંગ્રેજી રાજમાં ત્રીશ વરસે ફ-રીને જમાનની સરવૈ થાય છે.

અકબરના રાજમાં જમીનનું મેહેસુલ સાડાસતર કરોડ રૂપીઆ અને તેની કુલ પેદાશ ૪૨ કરોડની હતી.

**અકબરના સરદારો**—(૧) ટોડરમલ એ હિંદુ સરદારે જમાબંધી બાંધવામાં ઘણી મદદ કરી. (૨) માનસિંગ એ

જેપૂરના રાજા ભગવાનદાસનો દીકરો હતો. તેને અકબરે પોતાનો વડો સેનાપતિ નીમ્યો હતો. તેણે પંજાબ, ઓઢી આ વગેરે પ્રાંતો જીતવામાં ઘણી મદદ કરી હતી. (૩)ભગવાનદાસ પંજાબનો સૂબો હતો. (૪) અબુલ ફજલ. એ વસુલાત ખાતાનો પ્રધાન હતો. તેણે "આઈન અકબરી" એટલે અકબરના કાયદાનું પુસ્તક રચ્યું છે. (૫) ફૈજી એ અબુલ ફજલનો ભાઇ હતો. એ મોટો વિદ્વાન હતો તેણે સંસ્કૃતનો અભ્યાસ કરી, મહાભારત, અને રામાયણ વિગેરે પુસ્તકોના ફારશીમાં તરજુમા કર્યા. (૬) બીરબલ એ સરદાર કવિ હતો એ સિવાય ગંગ એ અકબરના દરબારમાં મોટો કવિ અને તાનશેન ગવૈયો હતો, વળી મીરજાખાં, જૈનખાં વીગેરે ઘણા સરદારો હતા.

**સલીમ**—૧૬૦૫-૧૬૨૭ એ જહાંગીર (દુનીયા જીતનાર) નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો. પોતાના બાપની રાજનીતિ તથા ધર્મ પ્રમાણે ચાલી કારભાર ચલાવ્યો. એના સામે એના મોટા દીકરા ખુશરૂએ બંડ કર્યું. તેને પકડી કેદ કર્યો ને તેનાં ૭૦૦ માણસોને મારી નાંખ્યાં.

**નૂરજહાં**—(દુનીઆંનું તેજ) જહાંગીરે ગાદીપર બેઠા પછી ઈ. સ. ૧૬૧૧ માં નૂરજહાં સાથે લગ્ન કર્યું. એ બાઈ કંદહારમાં આવી રહેલા કોઈ ગરીબ ઈરાની ઉમરાવની બેટી હતી. તેનો બાપ ભીડમાં હોવાથી તેને મારી નાંખવાનો વિચાર કરતો હતો. તેવામાં કોઇ વેપારીએ તેને વેચાતી લીધી, અને તેની માને ધાવ તરીકે નોકર રાખી પછી તે દિલ્લીમાં આવી રહ્યાં. ત્યાં અકબરના જનાનખા-

નામાં નૂરજહાં આવતી જતી તે જહાંગીરના જોવામાં આવી. તે રૂપાળી હોવાથી જહાંગીરે તેને પરણવા ચાહ્યું. પણ અકબરને તે પસંદ નહી પડવાથી શીરઅફગાન નામે ઇરાની સરદાર સાથે તેને પરણાવી બંગાળે મોકલી દીધી. અકબરના મરણ પછી જહાંગીરે એ બાઇના ધણીને મારી નંખાવી તેની સાથે લગ્ન કર્યું. નૂરજહાંએ જહાંગીરની પ્રીતિ મેળવી અને પોતાના બાપને તથા ભાઈ અસોફખાંને મોટી મોટી જગાઓ અપાવી પોતાની આંકળીઆટ દીકરી હતી તે જહાંગીરના દીકરા શહરીયાર સાથે પરણાવી.

જહાંગીરના દીકરા ખુરમે ઈ. સ. ૧૬૧૪ માં ઉદેપુરના રાણા અમરસિંગને હરાવી તાબે કર્યો. તેથી પાદશાહે તેને શાહનો ખિતાબ આપ્યો. એ શાહજહાંને ફોજ આપી દક્ષિણ જીતવા મોકલ્યો. દક્ષિણમાં અહમદનગરનું રાજ અકબરે તાબે કર્યું હતું. પણ ત્યાંનો વજીર મલિકંબર ૧૬૧૦માં સ્વતંત્ર થયો હતો. માટે શાહજહાંએ તેને હરાવી તાબે કર્યો.

**શાહજહાંનું બંડ**—જહાંગીરનો મોટો દીકરો ખુશરૂ કેદખાનામાં મરણ પામ્યો હતો. અને શાહજહાં પરાક્રમી નીકળવાથી પાદશાહની તેના ઉપર પ્રીતિ હતી. પણ નૂરજહાંની મરજી પોતાના જમાઇ શહરીયારને ગાદી અપાવવાની હોવાથી તે શાહજહાંની અદેખાઇ કરતી. એવામાં કંદહાર ઇરાની લોકોએ જીતી લીધું. તેથી ત્યાં જઈ તે પાછું જીતી લેવાનો હુકમ શાહજહાંપર પાદશાહ પાસે લખાવ્યો તે શાહજહાંએ માન્યો નહીં. ત્યારે તેની પાસેનું લસ્કર આગ્રે મોકલવા હુકમ કર્યો. તેપણ નહીં માનતાં તેણે બંડ

કર્યું. માટે તેને સજા કરવા શાહજાદા પરવીઝને તથા મોહબ્બતખાં નામે સરદારને મોકલ્યા. તેમણે શાહજહાંને હરાવ્યાથી તે દક્ષિણમાં નાશી ગયો. મોહબ્બતખાં તેની પાછળ ગયો ત્યારે તે બંગાળે ગયો. અને ત્યાંથી પાછો દક્ષિણમાં આવી અહમદનગરના વજીર મલિકંબરને મળી ગયો. છેવટ બાપ પાસે માફી માગી તાબે થયો.

**મોહબતખાનું બંડ**--એ સરદારનું બળ તથા સત્તા વધતી જતી જોઇ નૂરજહાં તેની અદેખાઇ કરવા લાગી. પૈસા ઉચાપત કરવાનું તહોમત તેને માથે મૂકી પાદશાહની હજુરમાં બોલાવ્યો. મોહબતખાં શૂરવીર તથા ચતુર હતો તેથી નૂરજહાંનું કપટ સમજ્યો અને જેવખત જહાંગીર પાદશાહ જલમ નદી ઉતરતો હતો તે વખતે તેને પકડી કેદ કર્યો ૧૬૨૬. બીજે દિવસે નૂરજહાંએ પાદશાહને છોડાવવાને પ્રયત્ન કર્યો પણ કંઇ ફાવ્યું નહીં ત્યારે પોતે પણ પાદશાહ જોડે કેદમાં આવી. પછી મોહબતખાંના લશ્કરમાં પોતાનાં મળતીઆં માણસો રખાવી કપટથી પોતે તથા પાદશાહ તેના કબજામાંથી છૂટયાં. મોહબતખાં નાશીને દક્ષિણમાં શાહજહાં સાથે મળી ગયો. પછી જહાંગીર કાશ્મીર ગયો ત્યાં ઈ. સ. ૧૬૨૭ માં દમના રોગે મરણ પામ્યો.

આં પાદશાહના વખતમાં ઈંગ્લાંડના રાજાએ ઇ. સ. ૧૬૧૫ માં સરટામસરો નામે વકીલને તેના દરબારમાં મોકલ્યો હતો. તેણે જે હકીકત લખી છે તે ઉપરથી તથા જહાંગીરે પોતાનું રોજનામું લખ્યું છે તે ઉપરથી માલમ

પડે છે કે એ પાદશાહ અતડો, બુદ્ધિમાન, ને ન્યાયી હતો. તે ઘણો નીશો કરતો. તોપણ પોતાની રૈયતને દારૂ પીવાની મના કરી હતી. ઈનસાફ માગવા આવનારને હરકત ન પડે એટલા માટે તેણે પોતાના મેહેલમાં એક ઘંટ બાંધી તેની દોરી મેહેલની બહાર રાખી હતી. તેથી ફરીયાદ કરનાર બારોબાર તેને અરજ કરી શકતા. એને અદલનો ઘંટ કહેતા. એના રાજમાં તમાકુ પીવાનો ચાલ નીકળ્યો. એના રાજની કુલ પેદાશ—૫૦ કરોડ રૂપિયા હતી.

**શાહજહાં**—૧૬૨૭–૧૬૫૮. જહાંગીર મરણ પામ્યો ત્યારે શાહજહાં દક્ષિણથી આવી અસોફખાંતથા મહોબતખાંની મદદથી ગાદી ઉપર બેઠો. ને નૂરજહાંને કેદ કરી, તથા શહરીયાર વગેરેને મારી નાંખ્યા. ઈ. સં ૧૬૩૦માં માળવાના સૂબા ખાંજહાં લોદીએ બંડ કર્યું તે પણ માર્યો ગયો. ત્યાર પછી ઉત્તર હિંદુસ્તાનમાં શાંતિ ચાલી.

૧૬૩૬ માં અહમદનગર તથા ઈલીચપુરનાં રાજ જીત્યાં. તે વખતે દક્ષિણમાં મરેઠા જોરપર હતા, તેમના સરદાર શાહજીએ અહમદ નગરની વજીરાત લીધી, પણ તેનું કંઈ ચાલ્યું નહીં, અને પાદશાહ સાથે સલાહ કરવી પડી.

૧૬૩૭ કંદહાર તથા કાબુલ જીત્યાં, પણ કંદહારપ્રાંત ઈરાનીઓએ ૧૬૫૩ માં પાછો જીતી લીધો. તે ફરીને લેવા સારૂ ઔરંગજેબ તથા દારાએ બેવાર પ્રયત્ન કર્યા પણ કાંઈ વળ્યું નહીં.

૧૬૫૭—બેદરનું રાજ લીધું. ને શાહજાદા ઔરંગજેબે

ગોવલકોંડા તથા વિજાપુરના રાજાઓને ખંડણી આપવાની જરૂર પાડી.

**ઔરંગજેબનું બંડ**—શાહજહાંને ચાર છોકરા હતા. દારા, સૂજા, ઔરંગજેબ, ને મુરાદ, તે દરેકને મોટા મોટા હોદ્દા આપી પ્રાંતોના સૂબા નીમ્યા હતા. દારાને પોતાની પાસે રાખ્યો હતો. ને સૂજા બંગાળાનો, મુરાદ ગૂજરાતનો, અને ઔરંગજેબ દક્ષિણનો સૂબો હતો. ૧૬૫૭ માં બાદશાહ માંદો પડયો ત્યારે તેઓ પોતપોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યા. સૂજા ચઢી આવ્યો તેથી દારાએ તેને બનારસ આગળ હરાવીને નસાડી મૂકયો. પછી શાહજહાં સાજો થવાથી રાજ્યકારભાર પોતાને હાથ લીધો. પણ તેના દીકરાઓ માંહે માંહે લઢવા લાગ્યા ઔરંગજેબે મુરાદને ભોળવી રાજ અપાવવાની લાલચ બતાવી પોતાના પક્ષમાં લીધો. પછી ઔરંગજેબ અને મુરાદની એકઠી મળેલી ફોજ દારા સામે ચાલી. દારાએ ઉજ્જન આગળ સંપીલાભાઈઓ સાથે લઢાઇ કરી, પણ તેમાં હાર્યો. તેથી મુરાદ તથા ઔરંગજેબ આગળ ચાલ્યા, અને આગ્રા આગળ દારાને ફરીને હરાવી નસાડી મૂકયો. પછી ઔરંગજેબ આગ્રા જીતી પોતાના બાપ પાસે ગયો. તેણે એને ગાદી આપવાની ના પાડવાથી તેને કેદ કર્યો, અને પોતાના ભાઈ મુરાદને પણ દગાથી બંધીખાને નાંખી ઇ. સ. ૧૬૫૮ માં ઔરંગજેબ પાદશાહ થયો.

**શાહજહાંના રાજની હકીકત**—એ પાદશાહે કરકસરથી ઘણો પૈસો એકઠો કર્યો, ને તે વડે સારાં સારાં મકાનો બંધાવી વૈભવ ભોગવવા લાગ્યો. દિલ્લીમાં જુમામ-

સીદ, રાજમેહેલ વગેરે સારી સારી ઇમારતો બંધાવી તથા આગ્રામાં મોતી મસ્જીદને તાજ મેહેલનામે સુંદર આરસની ઇમારત બંધાવી. એના જેવું સુંદર મકાન દુનિયાંમાં બીજું નહીં હશે. એના સરદાર અલીવર્દિ ખાએ ઇમારતી કામમાં તેને સારી મદદ કરી હતી. વળી એણે સાડા છ કરોડ રૂપિઆ ખર્ચી પોતાને બેસવા માટે મયૂરાસન બંધાવ્યું. તેની પૂછડીમાં હીરા, માણેક, મોતી, પાનાં, વગેરે નંગ જડાવ્યાં હતાં. એના વખતમાં દેશ આબાદ ને રૈયત સુખી હતી, અને તેના દરબારનો ભપકો સારો હતો.

**ઔરંગજેબ**—૧૬૫૮–૧૭૦૭. એણે પોતાના બાપને પદભ્રષ્ટ કરી આલમગિર નામ ધારણ કરી ગાદી ઉપર બેસી પોતાના ભાઇઓનો નાશ કર્યો. પ્રથમ દારા ઉપર ચઢાઇ કરી અજમેર આગળ તેને હરાવ્યો. તેથી દારા નાશી સિંધમાં ગયો, ત્યાંના જુના તાલુકદારે તેને તથા તેના દીકરાને પકડી દિલ્લી મોકલી દીધા આલમગિરે તેને થોડીવાર કેદમાં રાખી ૧૬૫૯ માં મારી નંખાવ્યો. પછી સુજા સાથે લડાઈ કરી તેને આરાકાનમાં નસાડી મૂકયો. ત્યાં તે ૧૬૬૦ માં મરણ પામ્યો, અને મુરાદને ૧૬૬૧માં કેદખાનામાં મારી નંખાવ્યો. તથા દારાનો દીકરો સુલેમાન ગ્વાલીયરના કીલ્લામાં કેદ હતો તે પણ મરણ પામ્યો. એ પ્રમાણે પોતાના ભાઈ ભત્રિજાઓને મારી આલમગિર શાંતીમાં રાજ કરવા લાગ્યો.

૧૬૬૨માં આસમપર ચઢાઇ કરી, પણ ત્યાંનાં ખરાબ હવા પાણી અને ડુંગરી પ્રદેશને લીધે પાછું આવવું પડયું.

પાછાં આવતાં વાટમાં તે ફોજનો સરદાર મીરજુમ્લા મરણ પામ્યો.

**રજપૂતો સાથે અણબનાવ**—રજપૂત રાજ્યો સાથે અકબરે પ્રીતિથી વર્તી તેમને પોતાના મિત્ર કર્યા હતા, પણ ઔરંગજેબે ધર્માંધપણાથી હિંદુ મુસલમાન વચ્ચે ભેદ ગણી હિંદુઓને સરકારી મોટા હોદ્દાઓની નોકરીમાંથી બાતલ કર્યા તથા અકબરના વખતથી નીકળી ગએલો જજીઆ વેરો લેવો શરૂ કર્યો. તેથી ઘણાક હિંદુઓ નાખુશ થઇ તેના સામે થયા.

આ વખતે રજપૂતોનાં ત્રણ મોટાં રાજ હતાં. (૧) જોધપૂર, (૨) જેપુર, (૩) ઉદેપુર, તેમાં જોધપુરનો રાજા જસવંતસિંહ જે કાબુલનો સૂબો હતો, તે મરણ પામવાથી તેનાં બાઈડી છોકરાં હિંદમાં આવતાં હતાં તેમને પકડવાની ઔરંગજેબે કોશિષ કરી. તેમને ઉદેપુરના રાણા રાજસીંહે ઘણી મેહેનતે બચાવ્યાં, ને જોધપુર મોકલી દીધાં. તથા જજીઆવેરાની સામે રજપૂત સેનાની આગેવાની રાજસીંહે કરી હતી તેથી ઔરંગજેબે મોટી ફોજ પોતાના શાહજાદા અકબરની સરદારી નીચે ઉદેપૂર મોકલી. તે વખતે રજપૂત સરદાર દુર્ગાદાસે શાહજાદા અકબરને રાજ અપાવવાની લાલચ બતાવી સૈન્યસહિત પોતાના પક્ષમાં લીધો ૧૬૮૦. પણ આલમગિરે મોગલ સૈન્યને સમજાવી પોતાના પક્ષમાં લીધું. તેથી અકબર નાશી દક્ષિણમાં મરેઠાને આશ્રે ગયો. ત્યાં નહીં ફાવવાથી ઇરાન જતો રહ્યો ને મરણ પામ્યો. રજપૂતો હિંમત નહિ હારતાં બહાદુરીથી લઢ્યા. આખરે ઔરંગ-

જેએ ઈ. સ. ૧૬૮૧માં તેમની સાથે સલાહ કરી.

દિલ્લીની પાસેના નારનોળ ગામમાં સતનરામી પંથના હિંદુઓએ ઔરંગજેબના જુલમથી બળવો ઉઠાવ્યો. તેમને ઈ. સ. ૧૬૭૬ માં હરાવ્યા. વળી પંદરમા સેંકડામાં નાનક શાહે પંજાબમાં શીખ ધર્મ સ્થાપ્યો હતો. તેમના ઉપર જુલમ કરવાથી નાનકથી દશમા પુરૂષ ગુરૂગોવિંદે શીખ લોકોને હથિઆર જલાવી મુસલમાન સામે લઢવાને ઉશ્કેર્યા.

**દક્ષિણ ઉપર ચઢાઈ**—ઔરંગજેબે પોતાના બાપના વખતમાં દક્ષિણમાં વિજાપુર તથા ગોવલકોંડાનાં રાજને ખંડણી આપવાની જરૂર પાડી હતી. તોપણ તે સંપૂર્ણ જીતાયાં નહોતાં. તેથી તેમને જીતવાને માટે ઈ. સ. ૧૬૫૮થી ૧૬૮૩ સુધી પ્રયત્નો કર્યા, ને છેલ્લે ૧૬૮૮માં એ બંને રાજ જીતી લીધાં. એ વખતે દક્ષિણમાં, મરેઠા જોરપર હતા. તેમને વિજાપુર અને ગોવલકોંડાના રાજમાંથી નવરાં પડેલાં લશ્કરી માણસો આવી મળ્યાં તેથી, મરેઠા વધારે જોરાવર થયા. તેમનેવશ કરવાને ઔરંગજેબ ૧૭૦૭માં અહમદનગરના કિલ્લામાં મરણ પામ્યો ત્યાંસુધી મથ્યો પણ કંઈ વળ્યું નહીં.

**મરેઠા**—માલોજી અહમદનગરના રાજમાં નોકર હતો. તેને શાહજીનામે પુત્ર થયો અને એ શાહજીનો દીકરો **શીવાજી** મરેઠીરાજ સ્થાપનાર મૂળ પુરૂષ હતો. તે ઈ. સ. ૧૬૨૭માં જન્મ્યો હતો. તેના બાપને અહમદનગર અને વિજાપુરના રાજાઓએ બે જાગીરો આપી હતી. (૧) સતારાની દક્ષિણે (૨) તંજાવરમાં. શીવાજી પોતાની મા પાસે પહેલી જાગીરમાં

રહેતો હતો. તેને કેવળણી આપવાને દાદાજીકોંડ દેવનામે બ્રાહ્મણને રાખ્યો હતો. શીવાજી બહુ ભણ્યો નહીં પણ હથિઆર વાપરવાનું તથા ઘોડે બેસવાનું કામ સારી રીતે શાખ્યો. અને ઉમર લાયક થતાં આસપાસના પહાડી લોકોને એકઠા કરી, તથા હિંદુઓમાં ધર્માભિમાન ઉત્પન્ન કરી, વિજાપુર તાબાના કેટલાક ડુંગરી કિલ્લા જીતવા લાગ્યો. તેને વશ કરવા વિજાપુરના પાદશાહે અફજલખાં નામે સરદારને મોકલ્યો. શીવાજીએ દગાથી તેને પ્રતાપ ગઢના ડુંગરી કિલ્લામાં મારી નાંખ્યો.

મરેઠાઓની લઢવાની રીત એવી હતી કે દુશ્મનોની સામે ઉભા રહી લઢવું નહીં. પણ તેમના ઉપર ઓચિંતો છાપો મારવો કે તેની છાંવણીઓ લૂટી હેરાન કરવા, ને પછી નાશી જવું. શીવાજી પાસે કસાએલા હિંદુસ્વારોનું લશ્કર હતું, તેમને તે પગાર આપતો નહોતો પણ લૂટમાંથી ભાગ આપતો, ને જરૂર પડે એકઠા કરતો.

મોગલો દક્ષિણમાં વિજાપુરનું રાજ જીતવા ગયા, તે વખત શીવાજી એકવાર દક્ષિણના મુસલમાનોને, તો એકવાર ઔરંગજેબને મદદ કરી પોતાનું કામ કાઢી લેતો. એ પ્રમાણે કોકણ તથા મહારાષ્ટ્રનો ઘણો ભાગ તેના તાબામાં આવ્યો, તેણે ૧૬૬૨ માં ઔરંગજેબના મામા સાઇસ્તખાંને પુનામાંથી રાતની વખતે છાપો મારી જખમી કરી નસાડયો. અને ૧૬૬૩ માં સુરત શહેર પહેલીવાર લૂટી ઘણું ધન મેળવ્યું. ૧૬૬૪ માં તેનો બાપ મરણ પામવાથી રાયગઢમાં રાજધાની કરી શીવાજી

ગાદી ઉપર બેઠો. ને પોતાને રાજા કહેવડાવવા લાગ્યો, તેણે ૧૬૬૫માં ઔરંગજેબને વિજાપુર જીતવામાં મદદ કરી. તેથી ઔરંગજેબે તેને પોતાની રાજધાની દિલ્લીમાં આવવાને આમંત્રણ કર્યું. માટે શીવાજી પોતાના દીકરા સંભાજીને સાથે લઈ દિલ્લી ગયો. પાદશાહે તેનો આદર સત્કાર ન કરતાં કેદ કરી લીધો. તેમ છતાં શીવાજી યુક્તિથી પોતાના દીકરા સહિત છુપી રીતે પોતાની રાજધાની રાયગઢમાં નાશી ગયો, ઈ. સ ૧૬૬૬. તે પછી શીવાજીએ ૧૬૭૦માં સુરત શહેર બીજીવાર લૂટયું. અને ૧૬૭૪માં ફરીને રાજ્યાભિષેક કરાવી પોતાની તુલા સોનાથી કરી રાજાધિરાજ કહેવાયો, ને ૧૬૮૦ માં મરણ પામ્યો.

તે શરીરે ઠીંગણો પણ મજબૂત બાંધાનો હતો. તેણે લોકોમાં હિંદુધર્મનું અભિમાન ઉત્પન્ન કર્યું. પછી તેનો દીકરો સંભાજી ગાદી ઉપર બેઠો ૧૬૮૦. કલુશા નામના બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડી, સંભાજી એકવાર નીશામાં ચકચૂર થઈ બાગમાં બેઠો હતો. તેવામાં ઔરંગજેબે તેને પકડી કેદ કર્યો. ને કહ્યું કે જો મુસલમાન થાયતો જીવતો મૂકું. ત્યારે તેણે પાદશાહને કહ્યું કે તારી બેટી પરણાવે તો મુસલમાન થાઉં તેથી પાદશાહે તેને બહુ ઘાતકી રીતે મારી નાંખ્યો; અને તેના દીકરાને કુટુંબ સહિત કેદ કરી દિલ્લી લઈ ગયો ૧૬૮૯.

સંભાજી પકડાયાથી મરેઠી સરદારોએ સંભાજીના ઓરમાઇ ભાઈ રાજારામને ગાદી ઉપર બેસાડી તેને જિંજીના કિલ્લામાં રાખ્યો. ઔરંગજેબને તેની ખબર પડવાથી

જુલફિકારખાં નામે સરદારને મોકલ્યો. તેણે જિંજીમઢ જીત્યો પણ રાજારામ લાંચ આપી નાશી ગયો ને ઈ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો.

રાજારામ મરણ પામવાથી તેના દીકરા શીવાજી બીજાને ગાદી મળી પણ તે નાનો હોવાથી તેની મા તારાબાઈ કારભાર કરવા લાગી. તેણે ઘણી બહાદુરીથી ઔરંગજેબને મરતા સુધી હંફાવ્યો.

ઔરંગજેબના ગુણ દોષ તથા રાજની હકીકત—એ શૂરો, દીર્ઘદ્રષ્ટીવાળો, ઉદ્યોગીને ધીરજવાન, પણ કપટી, ઘાતકી, ને ધર્માંધ હતો. એના વખતમાં મુગલાઈ રાજનાં પડતીનાં બી રોપાયાં. એનું રાજ કાસ્મીરથી કન્યા કુમારી સુધી અને સિંધથી આસામ સુધી હતું. અને તેની કુલ ઉપજ ૮૦ કરોડ રૂપિઆ હતી.

**બહાદુરશાહ કે શાહઆલમ ૧ લો—૧૭૦૭-૧૭૧૨** ઔરંગજેબના ત્રણ દીકરા, મોઆજીમ, આજીમ, ને કામ બક્ષ ગાદીને માટે માંહોમાંહે લઢયા. છેલ્લે બધાને મારીને મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદી ઉપર બેઠો. તેના રાજની લગામ જુલફીકારખાં નામે વજીરને હાથ હતી એના વખતમાં પંજાબમાં શીખ લોકોએ પોતાના સરદાર બંદુની સરદારી નીચે બંડ ઉઠાવ્યું. તેમની સાથે લઢવા માટે શાહઆલમે મરેઠાઓને ચોથ ઊઘરાવવાનો અને રજપૂતોને સ્વતંત્રતાનો હક આપી સંધિ કરી પણ તેના મરતા સુધી શીખ લોક વશ થયા નહીં.

**જહાંદારશાહ—૧૭૧૨—૧૭૧૩**—એ શાહઆલમનો

વડો દીકરો જુલ્ફીકારખાં નામે સરદારની મદદથી પોતાના ભાઈ ભત્રિજાઓને મારીને ગાદી ઉપર બેઠો. પણ તેની કતલમાંથી બચેલો તેનો ભત્રિજો ફરૂખશિર બહાર પ્રાંતના સૂબા સૈયદહુસેન તથા અલ્હાબાદના સૂબા સૈયદ અબદલ્લા એબે ભાઈની મદદ લઈ લડવા આવ્યો. તેમાં જહાંદારશાહ પોતાના વજીર જુલફીકારખાં સહિત આગ્રાની લઢાઇમાં મરાયો. ને ફરૂખશિર પાદશાહ થયો.

**ફરૂખશિર**—૧૭૧૩-૧૭૧૯-સૈયદહુસેન તથા અબદલ્લાની મદદથી એ પાદશાહ થયો. માટે એ બે સૈયદ ભાઈઓને હાથ તેનો કારભાર આવ્યો. જોધપુરના રાજા સાથે લઢાઇ ચાલતી હતી, તે રાજાની કન્યા પાદશાહે પરણવી એ સરતે તેની સાથે સલાહ કરી. પણ શાહ માંદો પડવાથી હેમીલ્ટન નામે અંગ્રેજી દાક્તરે તેને સાજો કર્યો, પછી ઝટ લગ્ન કર્યું. દાક્તરને ખુશી કરવા માટે તેની ઇચ્છા પ્રમાણે અંગ્રેજી કંપનીને બંગાળાના ૩૭ તાલુકાની જમીદારી અને કંપનીના માલના હાંસલની માફીની સનંદ આપી. પંજાબમાં શીખ સરદાર બંદુ લૂટફાટ કરવા લાગ્યો, તેને તેનાં માણસો સહિત કેદ પકડી મારી નાખ્યો ૧૭૧૬. સૈયદ અબદલ્લા પાદશાહનો વજીર થઈ તેની પાસે રહ્યો ને હુસેન મરેઠાને વશ કરવા નિજામ ઉલમૂલ્ક અસોફજાને ખસેડી દક્ષિણમાં ગયો. તેણે મરેઠાને ચોથ આપવાનો કરાર કરી. તેમની સાથે સલાહ કરી તે કરાર પાદશાહ પાસે મંજુર કરાવવા માટે દશ હજાર મરેઠા સૈન્ય સહિત પેશ્વા

બાલાજી વિશ્વનાથને દિલ્લી તેડી લાવ્યો. ફરૂખશીરે તે કરાર મંજુર કર્યો નહીં, ને અબદલ્લાને પોતાની પાસેથી ખસેડવાનો વિચાર કર્યો. તેથી તે બે સૈયદ ભાઈઓએ પાદશાહને મારી નાંખ્યો ૧૮૧૯. પછી એક નાની ઉમરના બાળકને લાવી ગાદી ઉપર બેસાડયો. તે થોડા વખતમાં મરણ પામવાથી મહમદશાહ નામે ત્રીજા બાળકને ગાદી ઉપર બેસાડયો, તેથી એ સૈયદોને પાદશાહ બનાવનાર કહેછે.

**મહમદશાહ**—૧૭૧૯–૧૭૪૮– ફરૂખશીરને મારી નાંખવાથી ઘણા સરદારો સૈયદો ઉપર ગુસ્સે થયા, અસોફજા નામે મોટો સરદાર બંડ કરી દક્ષિણ ગયો. તેને જીતવા સૈયદ હુસેન પાદશાહને લઈને દક્ષિણમાં જતો હતો તેવામાં રસ્તામાં તેને કોઈએ દગાથી મારી નાંખ્યો, અને તેના ભાઈ અબદલ્લાને અસોફજાએ ૧૭૨૦માં દિલ્લી પાસેના શાહપુર ગામ આગળ હરાવી કેદ કર્યો. પછી પાદશાહે અસોફજાને વજીરાત આપી. પણ તેની નઠારી ચાલથી કંટાળી અસોફજા રાજીનામું આપી દક્ષિણ ગયો.

આ વખતે મરેઠી રાજા શાહુનો વજીર પેશ્વા બાલાજી વિશ્વનાથ ૧૭૨૦માં મરણ પામવાથી તેનો દીકરો બાજીરાવ પેશ્વા થયો. તે બહુ શૂરોને ચતુર હતો. તેણે મુસલમાની રાજ તોડવાનો વિચાર કર્યો. બાજીરાવે માળવાને ગૂજરાતપર ચઢાઈ કરી ચોથ લીધી. બાજીરાવનો મોટો દુશ્મન અસોફજા હતો. તેણે ગૂજરાતમાં રહેલા મરેઠી સરદાર ત્રીંબકરાવ ડાભાડે જોડે દોસ્તી કરી. પણ બાજીરાવે આવીને ૧૭૩૧માં

ડભોઇ આગળ ત્રીંબકરાવ દાભાડેને હરાવી મારી નાંખ્યો, ને તેની જગાએ તેના છોકરાને નીમી પીલાજીને તેનો પેશકાર બનાવ્યો તથા ચંબલનદી સુધીનો માળવા પ્રાંત જીતી લીધો. દિલ્લીના પાદશાહ મહમદશાહ પાસે બાજીરાવે ઘણોક મુલક તથા ખંડણી માગવાથી તેણે તે આપવાની ના પાડી અને અસોફ્જાને પોતાના પક્ષમાં લઈ તેને મરેઠા સામે લઢવા મોકલ્યો. તેને બાજીરાવે ભોપાળ આગળ ૧૭૩૯માં હરાવી બુંદેલખંડ સુધીનો મુલક લીધો.

એવામાં ઈરાની પાદશાહ નાદિરશાહે હિંદપર સ્વારી કરી, ઈ. સ. ૧૭૩૮ માં દિલ્લી આવ્યો ને મહમદશાહને હરાવી દિલ્લી શહેર લૂટી કતલ ચલાવી ૩૦ હજાર માણસોના પ્રાણ લીધા તથા પાદશાહી ખજાનો, મયુરાસન, કોહીનૂર વગેરે રત્નો મળી આશરે ૩૨ કરોડની દોલત લઇ ગયો.

નાદિરશાહના ગયા પછી ઇ. સ. ૧૭૪૦ માં બાજીરાવ પેશ્વા મરણ પામ્યો. તેની જગાએ તેનો મોટો દીકરો બાલાજી પેશ્વા થયો. બરાડના મરેઠી સરદાર રાઘોજી ભોંસલાની મરજી પેશ્વા (બ્રાહ્મણ પ્રધાનો) ની સતા અટકાવી મરેઠાઓને પ્રબળ કરવાની હતી, પણ તેનું કંઈ નહીં ચાલવાથી તે પેશ્વા સાથે મળી ગયો. એ વખતે ગૂજરાતમાં પીલાજી ગાયકવાડ, માળવામાં સિંધીઆને હોલકર ને વરાડમાં ભોંસલા એ મરેઠી સરદારો કરતા કારવતા હતા, ને બાલાજી પેશ્વાનો ભાઈ રઘુનાથરાવ મરેઠી લશ્કરનો મુખ્ય સેનાધિપતિ હતો.

નાદિરશાહ ઈરાન ગયા પછી મરણ પામ્યો, પછી તેનો સરદાર અહમદ દુરાની કંદહારમાં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. તેણે ઇ. સ. ૧૭૪૮માં હિંદપર પહેલી સ્વારી કરી, તેને મહમદશાહના દીકરા અહમદશાહે અને વજીર કમરૂદીને મળી સરહિંદ આગળ હરાવ્યો પછી મહમદશાહ મરણ પામવાથી તેનો દીકરો અહમદ પાદશાહ થયો.

**અહમદશાહ**—૧૭૪૮–૧૭૫૪–એના વખતમાં રોહીલા લોકે બંડ કર્યું. તેમના સામે પાદશાહે વજીર સાદતખાં ( સફ્દરજંગ ) ને મોકલ્યો. પણ તે હાર્યાથી અહમદશાહે મરેઠાઓની મદદ મેળવી રોહીલા લોકોને ૧૭૫૧માં તાબે કર્યા. એવામાં અહમદ દુરાનીએ બીજીવાર સ્વારીકરી, તેને પંજાબપ્રાંત આપી પાછો કાઢયો ૧૭૫૨. એ પછી તેના વજીર ગ્યાસુદ્દીને તેને આંધળો કરી મારી નાંખ્યો. ને આલમગિરને ગાદી ઉપર બેસાડયો.

**આલમગિર બીજો**—૧૭૫૪–૧૭૫૯–એના વખતમાં પંજાબમાં અહમદદુરાનીના મૂકેલા સૂબાને વજીર ગ્યાસુદ્દીને કાઢી મૂકયો. તેથી અહમદદુરાની ૧૭૫૬માં ત્રીજીવાર ચઢી આવ્યો. ને દિલ્લી તથા મથુરાં લૂટી ઘણાં માણસોને કેદ કરી પોતાના દેશમાં લઈ ગયો. તેથી પાદશાહે ગ્યાસુદ્દીનને કાઢી એક રોહીલા સરદારને વજીર બનાવ્યો, માટે ગ્યાસુદ્દીને રઘુનાથરાવ પેશ્વાને પોતાની મદદે બોલાવ્યો. તેણે આવી દિલ્લી લીધું ને ગ્યાસુદ્દીનને ફરીને વજીરાત અપાવી. પછી રઘુનાથરાવે દુરાનીના તાબાનો પંજાબપ્રાંત જીતી લીધો. તેથી

અહમદદુરાની ચોથીવાર ચઢી આવ્યો ૧૭૫૯. તેને મરેઠી સરદાર સદાશીવ ભાઊએ હરાવ્યો. અને ગ્યાસુદ્દીને આલમગિરને મારી નાંખી શાહઆલમને ગાદી ઉપર બેસાડયો.

## ગૂજરાતમાં મરેઠી અમલ.

ઈ. સ. ૧૭૫૭માં ગૂજરાતમાં રહેલા મરેઠી સરદાર પીલાજી ગાયકવાડે તથા પેશ્વાએ ગજરાતમાંથી મુગલાઈ સત્તાનો નાશ કર્યો તેથી દિલ્લીના બાદશાહે જોધપુરના રાજા અભેસિંહને ગૂજરાતનો સૂબો ઠરાવી મોકલ્યો તેણે પીલાજીને ડાકોરમાં મારી નંખાવ્યો. સતારાના મહારાજાએ પીલાજીનો અધિકાર તેના દીકરા દામાજીને આપ્યો તેણે ગાયકવાડના રાજની સ્થાપના પૂરેપૂરી કરીવડોદરામાં ગાદી સ્થાપી. પણ ગૂજરાતની ઉપજનો કેટલોક ભાગ પેશ્વાનો હતો તેથી તેમની તરફનો સૂબેદાર અમદાવાદમાં રહેતો હતો.

## વડોદરાના ગાયકવાડની વંશાવળી

| | | | |
|---|---|---|---|
| ૧ પીલાજી | ઈ. સ. ૧૭૩૧ | | |
| ૨ દામાજી | ૧૭૩૨ | ૧૭૬૯ | ૩૭ |
| ૩ ફતેસિંહ ( શીયાજીનીવતી ) | ૧૭૬૯ | ૧૭૮૪ | ૧૫ |
| ૪ માનાજી | ૧૭૮૪ | ૧૭૯૩ | ૯ |
| ૫ ગોવિંદરાવ | ૧૭૯૩ | ૧૮૦૦ | ૭ |
| ૬ આણુંદરાવ | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ |
| ૭ શિયાજી ( બીજો) | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ |
| ૮ ગણુપતરાવ | ૧૮૪૭ | ૧૮૫૬ | ૯ |
| ૮ ખંડેરાવ | ૧૮૫૬ | ૧૮૭૧ | ૧૫ |

| | | | |
|---|---|---|---|
| ૧૦ મલ્હારરાવ | ૧૮૭૧ | ૧૮૭૫ | ૪ |
| ૧૧ શિયાજી ( ત્રીજો ) | ૧૮૭૫ હાલરાજ કરેછે. | | |

ગૂજરાતમાંથી મુગલાઇ અમલ ઉઠયો તે વારે સુરત અને તેની આસપાસનાં પ્રગણાંનો ધણી નવાબ હતો. તે પોતાની સત્તા જાળવી નહિ શકવાથી તે અંગ્રેજને હાથ ગઈ.

**દામાજી ગાયકવાડ**—એના મરણ પછી તેનો વડો કુંવર શિયાજી થયો પણ તેનામાં રાજ ચલાવવાની શક્તિ નહિ હોવાથી તેનો નાનો ભાઇ ફતેસિંહ રાજકારભાર કરવા લાગ્યો. પછી રઘુનાથરાવ પેશ્વા થયો, તેણે ગોવિંદરાવ ગાયકવાને દામાજીનો વારસો આપવાનો ઠરાવ કર્યો. તેથી ભાઇઓમાં કજીઓ થયો.

**ગોવિંદરાવ**—એના વખતમાં શેલુકર નામે પેશ્વાનો સુબેદાર અમદાવાદમાં હતો તેણે ઘણો જુલમ કર્યો, સને ૧૮૦૦ માં સુરત અંગ્રેજને હાથ ગયું. ને ગોવિંદરાવે અમદાવાદમાંથી શેલુકરને પકડી પેશ્વાની સત્તા ઊઠાડી, અને ગૂજરાતમાંનો પેશ્વાનો ભાગ દરવર્ષે પાંચ લાખ રૂપિઆ આપવાની શરતે પોતે રાખ્યો.

**આણંદરાવ**—એના વખતમાં તેના પિત્રાઈ મલ્હારરાવે કડીમાં બંડ કર્યું પણ અંગ્રેજની મદદથી એ બંડખોરને આણંદરાવે હરાવ્યો. ત્યારથી અંગ્રેજી લશ્કર વડોદરામાં રહ્યું, તથા અંગ્રેજ સરકારની સલાહ પ્રમાણે ગાયકવાડ રાજ કરવા લાગ્યા.

**શાહઆલમબીજો**—૧૭૫૯-૧૮૦૬-આ વખતે મરેઠા હિંદમાં બળવાન હતા. તેમણે દિલ્હી તથા લાહોર જીત્યાં, અયોધ્યા તથા બંગાળાના નવાબો પાસેથી ખંડણી લીધી, ગુજરાત તથા માળવા કબજે કર્યાં, અને દક્ષિણમાં નિજામને હરાવ્યો. એવામાં દુરાની પાંચમીવાર ૧૭૬૧માં આવ્યો તેની સાથે લઢવાને સદાશીવ ભાઉની સરદારી નીચે મોટું મરેઠી સૈન્ય ચાલ્યું. ગાયકવાડ, સિંધીઆ, હોલકર વગેરે મરેઠી સરદારો તથા ભરતપુરનો જાટરાજા સુરજમલ અને કેટલાક રજપૂત રાજાઓ તથા ચાકર માણસો મળી આશરે ત્રણ લાખ માણસો મરેઠી સૈન્યમાં હતું અને અહમદદુરાની પાસે બધાં મળી ૯૧ હજાર માણસ હતાં સદાશીવ ભાઉએ જાટરાજાનું કહ્યું નહીં માનતાં લઢાઇનો આરંભ કર્યો. તેથી સુરજમલ પોતાના રાજમાં જતો રહ્યો, અને ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં ભાઉએ દુરાની સાથે લઢાઈ કરી. તેમાં ભાઉ પોતે અને બાળાજી પેશ્વાનો દીકરો વિશ્વાસરાવ તથા આશરે બે લાખ મરેઠા માર્યા ગયા. દુરાની પણ જીત કરીને પાછો ગયો. તે ફરીને આવ્યોજ નહીં. અને લઢાઈમાંથી બચેલા મરેઠા પણ દક્ષિણ ગયા. તેથી શાહઆલમ ૧૭૭૧ સુધી અંગ્રેજને કબજે રહ્યો, પણ તેજ સાલમાં મરેઠાએ તેને થોડો મુલક આપવાથી તેમના આશ્રા નીચે ગયો, ૧૭૮૬ માં ગુલામ કાદર નામે સરદારે તેને આંધળો કર્યો. પછી સિંધીઆએ પોતાને કબજે કર્યો. ૧૮૦૩ માં લાર્ડલેકે તેને છોડાવ્યો ને ૧૮૦૬ માં મરણ પામ્યો. એનું રાજ નામનું માત્ર હતું.

**અકબર બીજો**—૧૮૦૬-૧૮૩૭-એ નામનો પાદશાહ હતો, અને તેનું રક્ષણ અંગ્રેજો કરતા હતા. વળી એ વખતે પુનાનો છેલ્લો પેશ્વા બાજીરાવ દમ વગરનો હોવાથી તેનું રાજ સ. ૧૮૧૮ માં અંગ્રેજોએ લઈ લીધું. તેથી ગૂજરાતમાંનો પેશ્વાનો ભાગ પણ અંગ્રેજ સરકારને મળ્યો. ત્યારથી દેશમાં શાંતિ ચાલીને રૈયત સુખી થઈ.

**મહમદબહાદુરશાહ**—૧૮૩૭-૧૮૫૭-એ ૧૮૫૭ ના બળવામાં સામેલ થવાથી અંગ્રેજોએ તેને રંગુનમાં કેદ રાખ્યો. ત્યાં ૧૮૬૨માં મરણ પામ્યો. એ રીતે મોગલવંશનો અંત આવ્યો.



# મુસલમાની વખતની સાલવારી.

ઈ. સ.

૫૭૦ મુસલમાથી ધર્મ સ્થાપનાર મહમદ પેગમ્બર જન્મ્યો

૬૦૯ મહમદપેગમ્બરે મુસલમાની ધર્મ ચલાવ્યો.

૬૨૨ મહમદ મદીને નાશી ગયો, ત્યારથી હીજરીસન ગણાયો.

૬૩૨ પેગમ્બરનો મદીનામાં કાળ થયો.

૭૧૨ કાસીમે સિંધપર સ્વારી કરી દાહીરરાજાને હરાવ્યો.

૧૦૦૧ મહમદ ઘિજનીએ જયપાળ ઉપર ચઢાઈ કરી.

૧૦૦૮ અનંગપાળને પેશાવર આગળ મહમુદે હરાવ્યો.

૧૦૨૪ મહમદ ઘિજનીએ ગૂજરાતમાં સોમનાથનું દેરૂં લૂટ્યુ.

૧૧૫૨ ઘોરીબાદશાહે ઘિજનીનું રાજ બેહેરામ પાસેથી લીધું.

૧૧૮૬ ખુશરૂમલેક પાસેથી શાહબુદ્દીને પંજાબ જીત્યું.

૧૧૯૧ સ્થાનેશ્વર આગળ પૃથુરાજે શાહબુદ્દીનને હરાવ્યો.

૧૧૯૩ શાહબુદ્દીને દિલ્લી ઉપર બીજીવાર સ્વારી કરી પાણી-પતના મેદાનમાં પૃથુરાજને મારી દિલ્લી લીધું.

૧૧૯૫ કુતબુદ્દીને ગૂજરાતપર ચઢાઈકરી ભોળાભીમને હરાવ્યો

૧૧૯૯ શાહબુદ્દીનના સરદાર બખ્તીઆર ખિલજીએ બહાર પ્રાંત જીત્યો.

૧૨૦૩ બખ્તીઆર ખિલજીએ બંગાળા પ્રાંત ત્યાંના હિંદુ-રાજા પાસેથી જીત્યો.

૧૨૦૬ ગક્કરલોકે શાહબુદ્દીનને મારી નાંખ્યો.

૧૨૨૯ અલ્તમસે બહાર ને બંગાળાપ્રાંત જીતી લીધા.

૧૨૩૧ અલ્તમસે માળવાપ્રાંત જીત્યો.

૧૨૯૭ અલાઉદ્દીને ગૂજરાતના કરણઘેલા પાસેથી તેનું રાજ જીતી ખાલસા કર્યું.

૧૩૦૩ અલાઉદ્દીને ચિતોડપર ચઢાઈ કરી.

૧૩૦૬ મલેકકાફુરે વરંગુળ તથા દેવગિરિ જીતી લીધાં.

૧૩૧૦ મલેકકાફુરે કર્ણાટક સુધીનો મુલક જીતી લૂટી લીધો.

૧૩૧૨ મલેકકાફુરે દક્ષિણમાં છેક રામેશ્વર સુધીનો મૂલક જીતી રામેશ્વરમાં એક મસીદ બંધાવી.

૧૩૧૫ મલેકકાફુરે અલાઉદ્દીનને ઝેર દઈ મારી નાંખ્યો.

૧૩૩૮ માળવામાં મહમદ ગાંડાના ભત્રિજાએ બંડ કર્યું. તેને મારી નાંખ્યો.

૧૩૪૦ પંજાબમાં બળવો થયો.

૧૩૪૪ તેલંગણના હિંદુરાજા સ્વતંત્ર થયા.

૧૩૪૭ કલબર્ગમાં હુસેન ગંગુએ બ્રાહ્મણી રાજ સ્થાપ્યું.

૧૩૯૪ જુવાનપૂરનો સૂબો સ્વતંત્ર થયો.

૧૩૯૮ તૈમુરે હિંદુસ્તાનપર ચઢાઈ કરી દિલ્લી શહેર પાંચ દિવસ સુધી લૂટયું તથા બાળ્યું.

૧૪૦૧ માળવા સ્વતંત્ર થયું.

૧૪૦૩ ગૂજરાતનો સૂબો સ્વતંત્ર થયો.

૧૪૧૪ પંજાબના સૂબા ખિજરખાંએ દિલ્લીનું રાજ લીધું.

૧૪૫૦ આલમે પોતાની ખુશીથી પંજાબના સૂબા બહીલોલને રાજ સોંપ્યું ને બુદાયુનમાં રહેવા ગયો.

૧૪૯૮ પોર્ટુગીજ લોકો હિંદમાં વેપાર કરવા સારૂ કાલીકટ બંદરે આવ્યા.

૧૫૨૬ પાણીપતની ત્રીજી લઢાઈ—હિબ્રાહિમ લોદીને હરાવી બાબરે દિલ્લીનું રાજ લીધું.

૧૫૨૭ ફતેપુર સીક્રી આગળ બાબરે રાણા સંગને હરાવ્યો.

૧૫૩૫ ગૂજરાતના બહાદુરશાહને મંદેસર આગળ હુમાયુએ હરાવ્યો પણ તેને પાછું જવું પડયું.

૧૫૪૦ શીરખાંએ હુમાયુને હરાવી દિલ્લીની ગાદી લીધી.
૧૫૪૨ હુમાયુની બેગમ હમીદાએ ઉમરકોટમાં અકબરને જન્મ આપ્યો.
૧૫૪૫ કલીંજરમાં દારૂખાનુ સળગવાથી શીરખાં બળી મુઓ.
૧૫૫૬ આદિલીના વઝીર હેમુને પાણીપત આગળ હુમાયુંએ હરાવ્યો.
૧૫૬૦ બેહેરામે બળવો કર્યો તેને અકબરે હરાવ્યો.
૧૫૬૮ ચિતોડ અકબરને તાબે થયું.
૧૫૭૩ અકબરે ગૂજરાતપ્રાંત ત્રીજા મુજફ્ફર પાસેથી જીતી દિલ્લી સાથે જોડી દીધો.
૧૫૭૬ અકબરના સેનાપતિ ટોડરમલે બંગાળાપ્રાંત જીત્યો.
૧૫૯૨ અકબરે સિંધ તથા કંદહારપ્રાંત જીત્યા.
૧૫૯૯ અકબર અને ચાંદબીબી વચ્ચે લઢાઈ થઇ. ચાંદબીબીના લશ્કરમાં બળવોથવાથી કોઇએ તેને મારી નાંખી.
૧૬૧૧ જહાંગીરે નૂરજહાં સાથે લગ્ન કર્યું.
૧૬૧૪ ખુરમ (શાહજહાં) એ ઉદેપુરના રાણા અમરસીંહને હરાવ્યો.
૧૬૧૫ સરટામસરો હિંદમાં આવ્યો.
૧૬૨૧ કંદહાર ઇરાની લોકોએ જીત્યું.
૧૬૩૦ ખાનજહાં લાદીએ બળવો કર્યાથી શાહજહાંએ હરાવી માર્યો.
૧૬૩૭ શાહજહાંએ અહમદનગર જીતી લીધું.
૧૬૫૭ શાહજહાંના દીકરા ઔરંગજેબે બેદરનું રાજજીત્યું
૧૬૫૮ દારાને ઔરંગજેબે આગ્રા આગળ હરાવ્યો, ને શાહજહાંને કેદ કરી પાદશાહ થયો.

૧૬૫૯ દારા પકડાયો તેને ઔરંગજેબે મારી નાંખ્યો.

૧૬૬૧ મુરાદને ઔરંગઝેબે મારી નાંખ્યો.

૧૬૬૩ શીવાજીએ સુરત શહેર પહેલીવાર લૂટયું.

૧૬૬૬ શાહજહાં કેદખાનામાં મરણ પામ્યો. અને શીવાજી તથા તેનો દીકરો ઔરંગજેબના કેદખાનામાંથી છુપી રીતે નાશી ગયા.

૧૬૭૦ શીવાજીએ સુરત શહેર બીજીવાર લૂટયું.

૧૬૭૪ શીવાજીએ રાજ્યાભિષેકકરી પોતાની તુલા સોનાથીકરી.

૧૬૮૮ ઔરંગજેબે વિજાપૂર તથા ગોવલકોંડાનાં રાજ જીત્યાં.

૧૭૧૯ ફરૂખશીરને સૈયદહુસેને મારી નાંખ્યો.

૧૭૨૦ બાલાજી વિશ્વનાથ પેશ્વા મરણ પામ્યો.

૧૭૩૮ ઈરાનના બાદશાહ નાદિરે હિંદપર સ્વારી કરી દિલ્લી લૂટી ૩૦ હજાર માણસોનો ઘાણ કાઢયો તથા ખજાનો લૂટી કોહીનૂર, મયૂરાસન વગેરે લઇ ગયો.

૧૭૪૮ અહમદ દુરાનીએ હિંદપર સ્વારી કરી.

૧૭૫૧ અહમદશાહે મરેઠાની મદદથી રોહીલાને હરાવ્યા

૧૭૫૨ અહમદદુરાની બીજીવાર આવ્યો તેને પંજાબ આપી પાછો કાઢયો.

૧૭૫૬ અહમદદુરાની ત્રીજીવાર હિંદમાં આવ્યો ને દિલ્લી, તથા મથુરાં લૂટી પાછો ગયો.

૧૭૬૧ મરેઠા ને દુરાની વચ્ચે પાણીપતમાં લઢાઈ થઈ.

૧૭૭૧ શાહઆલમ અંગ્રેજોના આશ્રા તળેથી નીકળી મરેઠાના રક્ષણમાં ગયો.

૧૮૦૩ અંગ્રેજોએ ફરીને શાહઆલમને કબજે કર્યો.

૧૮૫૭ મહમદ બહાદુરશાહ બળવામાં સામેલ થવાથી અંગ્રેજોએ રંગુનમાં કેદ કર્યો.

૧૮૬૨ મહમુદ બહાદુરશાહ કેદખાનામાં રંગુનમાં મરણપામ્યો.

## હિંદમાં થએલી લહાઇઓ.

(૧) પાણીપત (કુરૂક્ષેત્રમાં) ઈ. પૂ. ૫૦૦૦ પાંડવ કૌરવ વચ્ચે કૌરવ હાર્યા.

જેલમની ઈ. સ. પૂ. ૩૨૮. સિકંદર અને પૌરસ વચ્ચે પૌરસ હાર્યો.

સ્થાનેશ્વર–૧૧૯૧ પૃથુરાજે મહમદગોરીને હરાવ્યો.

(૨) પાણીપત–૧૧૯૩ મહમદ ગોરીએ (શાહબુદીને) પૃથુરાજને હરાવ્યો.

(૩) પાણીપત–૧૫૨૬ બાબરે ઇબ્રાહિમ લોદીને હરાવ્યો.

સીક્રી—–૧૫૨૭ બાબરે મેવાડના રાણાસંગને હરાવ્યો.

(૪) પાણીપત–૧૫૫૬ અકબર તથા બેહેરામે હેમુને હરાવ્યો.

કાસી—–૧૬૫૭ દારાએ સુજાને હરાવ્યો.

આગ્રા—–૧૬૫૭ ઔરંગજેબે દારાને હરાવ્યો.

ઊજ્જન—૧૬૫૭ દારાના સરદાર જસવંતસિંહને મુરાદ તથા ઔરંગજેબે હરાવ્યો.

કજવા—૧૬૫૯ ઔરંગજેબે સુજાને હરાવ્યો.

આગ્રા—૧૭૧૩ ફ્રરૂખશીરે જહાંદારશાહને હરાવ્યો.

શાહપુર–૧૭૨૦ નિજામે સૈયદ અબદલ્લાને હરાવ્યો.

ડભોઈ—૧૭૩૧ બાજીરાવે ત્રિંબકરાવ દાભાડેને હરાવ્યો.

કરનાલ–૧૭૩૮ નાદિરશાહે મુગલોને હરાવી દિલ્લી શેહેર લૂટયું.

સરહિંદ–૧૭૪૮ મુગલોએ અહમદ દુરાની (અબદલ્લી) નેહરાવ્યો.

(૫) પાણીપત–૧૭૬૧ અહમદ દુરાણીએ મરેઠાને હરાવ્યા.

# વંશાવળી.

## ધિજની વંશ. ૯૬૨–૧૧૮૬–૨૨૪

| નામ. | ગાદીપરબેઠો. | મરી ગયો. | રાજકર્યું. |
|---|---|---|---|
| ૧ અલપ્તગીન | ૯૬૨ | ૯૭૭ | ૧૫ |
| ૨ સબક્તગીન | ૯૭૭ | ૯૯૭ | ૨૦ |
| ૩ લતાનમહમદ. | ૯૯૭ | ૧૦૩૦ | ૩૩ |
| ૪ મસાઉદ. (૧) | ૧૦૩૦ | ૧૦૪૦ | ૧૦ |
| ૫ મોદુદ. | ૧૦૪૦ | ૧૦૪૯ | ૯ |
| ૬ અબ્દુલહુસેન. | ૧૦૪૯ | ૧૦૫૧ | ૨ |
| ૭ અબદુલ રસીદ. | ૧૦૫૧ | ૧૦૫૧ | ૭ માસ |
| ૮ ફરૂકજાદ. | ૧૦૫૧ | ૧૦૫૮ | ૭ |
| ૯ ઇબ્રાહીમ. | ૧૦૫૮ | ૧૦૮૯ | ૩૧ |
| ૧૦ મસાઉદ (૨) | ૧૦૮૯ | ૧૧૧૪ | ૨૫ |
| ૧૧ અરસલાન. | ૧૧૧૪ | ૧૧૧૮ | ૪ |
| ૧૨ બેહેરામ | ૧૧૧૮ | ૧૧૫૨ | ૩૪ |
| ૧૩ ખુશરૂ. | ૧૧૫૨ | ૧૧૫૯ | ૭ |
| ૧૪ ખુશરૂમલેક. | ૧૧૫૯ | ૧૧૮૬ | ૨૭ |

## ગોરી વંશ. ૧૧૫૨–૧૨૧૨–૬૦

| | | | |
|---|---|---|---|
| અલાઉદ્દીન. | ૧૧૫૨ | ૧૧૫૬ | ૪ |
| ૨ સૈફુદ્દીન. | ૧૧૫૬ | ૧૧૫૭ | ૧ |
| ૩ ગ્યાસુદ્દીન. | ૧૧૫૭ | ૧૨૦૨ | ૪૫ |
| ૪ શાહબુદ્દીન. | ૧૨૦૨ | ૧૨૦૬ | ૪ |
| ૫ મહમદગોરી. | ૧૨૦૬ | ૧૨૧૨ | ૬ |

## ગુલામ વંશ. ૧૨૦૬–૧૨૯૦–૮૪

| | | | |
|---|---|---|---|
| ૧ કુતુબુદ્દીન. | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૨ આરામ. | ૧૨૧૦ | ૧૨૧૦ | થોડામાસ |
| ૩ અલ્તમસ. | ૧૨૧૦ | ૧૨૩૫ | ૨૫ |
| ૪ રૂકનુદ્દીન. | ૧૨૩૫ | ૧૨૩૬ | ૧ |
| ૫ રજીઆબેગમ. | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ |
| ૬ બેહેરામ. | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| ૭ અલાઉદ્દીન.(મસાઊદ) | ૧૨૪૧ | ૧૨૪૫ | ૪ |
| ૮ નાસરૂદ્દીન. | ૧૨૪૫ | ૧૨૬૫ | ૨૦ |
| ૯ ગ્યાસુદ્દીન. (બલબન) | ૧૨૬૫ | ૧૨૮૭ | ૨૨ |
| ૧૦ કૈકુબાદ. | ૧૨૮૭ | ૧૨૯૦ | ૩ |

## ખિલજી વંશ. ૧૨૯૦-૧૩૨૦-૩૦

| | | | |
|---|---|---|---|
| ૧ જલાલુદ્દીન. | ૧૨૯૦ | ૧૨૯૫ | ૫ |
| ૨ અલાઉદ્દીન. | ૧૨૯૫ | ૧૩૧૫ | ૨૦ |
| ૩ ઉમર | ૧૩૧૫ | ૧૩૧૬ | ૧ |
| ૪ મુબારક. | ૧૩૧૬ | ૧૩૨૦ | ૪ |
| ૫ ખુશરૂ. | ૧૩૨૦ | ૧૩૨૦ | પાંચમાસ |

## તઘલખ વંશ ૧૩૨૦-૧૪૧૪-૯૪

| | | | |
|---|---|---|---|
| ૧ ગ્યાસુદ્દીન. | ૧૩૨૦ | ૧૩૨૫ | ૫ |
| ૨ મહમદ (જુમાખાં) | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ૩ ફીરોજુદ્દીન. | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| ૪ ગ્યાસુદ્દીન. બીજો. | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ |
| ૫ અબુબકર. | ૧૩૮૯ | ૧૩૮૯ | દોઢમાસ |
| ૬ નાસરૂદ્દીન. | ૧૩૮૯ | ૧૩૯૨ | ૩ |
| ૭ સિકંદર. | ૧૩૯૨ | ૧૩૯૨ | એકમાસ |
| ૮ મહમદ. | ૧૩૯૨ | ૧૪૧૨ | ૨૦ |
| ૯ સરદાર દોલતખાં. | ૧૪૧૨ | ૧૪૧૪ | ૨ |

## સૈયદ વંશ.—૧૪૧૪-૧૪૫૦-૩૬

| | | | |
|---|---|---|---|
| ૧ ખીજરખાં. | ૧૪૧૪ | ૧૪૨૧ | ૭ |
| ૨ મુબારક. | ૧૪૨૧ | ૧૪૩૩ | ૧૨ |
| ૩ મહમૂદ. | ૧૪૩૩ | ૧૪૪૩ | ૧૦ |
| ૪ આલમ. (અલાઉદ્દીન) | ૧૪૪૩ | ૧૪૫૦ | ૭ |

## લોદી વંશ— ૪૫૦-૧૫૨૬-૭૬

| | | | |
|---|---|---|---|
| ૧ બહીલોલખાં. | ૧૪૫૦ | ૧૪૮૮ | ૩૮ |
| ૨ સિકંદર. | ૧૪૮૮ | ૧૫૧૭ | ૨૯ |
| ૩ ઇબ્રાહિમ. | ૧૫૧૭ | ૧૫૨૬ | ૯ |

## મોગલ વંશ—૧૫૨૬-૧૮૫૭-૩૩૧

| | | | |
|---|---|---|---|
| ૧ બાબર. | ૧૫૨૬ | ૧૫૩૦ | ૪ |
| ૨ હુમાયુ. | ૧૫૩૦ | ૧૫૫૬ | ૨૬ |
| ૩ અકબર. | ૧૫૫૬ | ૧૬૦૫ | ૪૯ |
| ૪ જહાંગીર. | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| ૫ શાહજહાં. | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ૬ ઔરંગજેબ (આલમગિર ૧લો.) | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| ૭ બહાદુરશાહ (શાહઆલમ ૧લો.) | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| ૮ જહાંદારશાહ | ૧૭૧૨ | ૧૭૧૩ | ૧ |
| ૯ ફ્રુરૂખશીર. | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| ૧૦ મહમદશાહ. | ૧૭૧૯ | ૧૭૪૮ | ૨૯ |
| ૧૧ અહમદશાહ. | ૧૭૪૮ | ૧૭૫૪ | ૬ |
| ૧૨ આલમગિરબીજો. | ૧૭૫૪ | ૧૭૫૯ | ૫ |

| | | | |
|---|---|---|---|
| ૧૩ શાહઆલમબીજો. | ૧૭૫૯ | ૧૮૦૬ | ૪૭ |
| ૧૪ અકબરબીજો. | ૧૮૦૬ | ૧૮૩૭ | ૩૧ |
| ૧૫ મહમદ બહાદુરશાહ. | ૧૮૩૭ | ૧૮૫૭ | ૨૦ |

## સુર વંશ—૧૫૪૦–૧૫૫૬–૧૬

| | | | |
|---|---|---|---|
| ૧ શીરશાહ. | ૧૫૪૦ | ૧૫૪૫ | ૫ |
| ૩ સલીમશાહ. | ૧૫૪૫ | ૧૫૫૩ | ૮ |
| ૩ આદીલશાહ. | ૧૫૫૩ | ૧૫૫૬ | ૩ |

## મરેઠી વંશ—૧૬૬૪–૧૮૪૮–૧૮૪

| | | | |
|---|---|---|---|
| ૧ શીવાજી. | ૧૬૬૪ | ૧૬૮૦ | ૧૬ |
| ૨ શંભાજી. | ૧૬૮૦ | ૧૬૮૯ | ૯ |
| ૩ રાજારામ. | ૧૬૮૯ | ૧૭૦૦ | ૧૧ |
| ૪ શીવાજીબીજો. | ૧૭૦૦ | ૧૭૦૮ | ૮ |
| ૫ શાહુ | ૧૭૦૮ | ૧૭૪૮ | ૪૦ |
| ૬ રામરાજા | ૧૭૪૮ | ૧૭૭૭ | ૨૯ |
| ૭ શાહુબીજો. | ૧૭૭૭ | ૧૮૧૮ | ૪૧ |
| ૮ બાલાસાહેબ.(પ્રતાપસિંગ) | ૧૮૧૮ | ૧૮૪૦ | ૨૨ |
| ૯ આપાસાહેબ.(શાહજી) | ૧૮૪૦ | ૧૮૪૮ | ૮ |

## પેશ્વા. ૧૭૧૪–૧૮૧૮–૧૦૪

| | | | |
|---|---|---|---|
| ૧ બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪ | ૧૭૨૦ | ૬ |
| ૨ બાજીરાવ ૧ લો. | ૧૭૨૦ | ૧૭૪૦ | ૨૦ |
| ૩ બાલાજી બીજો. | ૧૭૪૦ | ૧૭૬૧ | ૨૧ |
| ૪ માધવરાવ | ૧૭૬૧ | ૧૭૭૨ | ૧૧ |
| ૫ નારણરાવ | ૧૭૭૨ | ૧૭૭૩ | ૧ |
| ૬ સવાઇ માધવરાવ. | ૧૭૭૪ | ૧૭૯૫ | ૨૧ |
| ૭ બાજીરાવ બીજો. | ૧૭૯૫ | ૧૮૧૮ | ૨૩ |

# જાહેર ખબર.

આ ચોપડીની હજાર પ્રત ત્રણ માસમાં ખપી ગઈ છે તે ઉપરથી માલમ પડે છે કે મહેતાજીઓ તથા આસિસ્ટંટોને આ ચોપડી પસંદ પડી છે, અમે પણ વિદ્યાર્થીના લાભ તરફ નજર રાખી કીંમત ઘણી સસ્તી રાખી છે. અમારા તરફથી બહાર પડેલી ચોપડીઓની વિગત.

| | કીંમત. |
|---|---|
| મુસલમાની વખતનો હિંદુસ્તાનનો ઈતિહાસ. (આવૃત્તિ બીજી.) | ૦—૨—૦ |
| હિંદુસ્તાનની ભૂગોળ (આવૃત્તિ બીજી.) | ૦—૧—૦ |
| મુંબાઈ ઈલાકાની ભૂગોળ ગૂ. ઈતિહાસ સાથે. | ૦—૧—૩ |
| | (છપાય છે.) |

## મળવાનાં ઠેકાણુ.

**અમદાવાદ**—રા. બા. શેઠ. મગનભાઈ કરમચંદની કન્યાશાળામાં મથુરદાસ બેહેચરદાસ પાસેથી.

„ ઢાળની પોળમાં રા. કેશવલાલ મનસુખભાઈ પાસેથી.

**નરોડા**—સરકારી નિશાળના મહેતાજી રા. મોતીલાલ મહાશંકર પાસે.

**કપડવણજ**—સરકારી નિશાળમાં રા. પ્રેમચંદ બેચરદાસ પાસે.

**વઢવાણ**—સરકારી નિશાળમાં રા. ભાઈશંકર લીલાધર પાસેથી.

**કારેલી**—તા. **જંબુસર**—સ. ગુ. નિશાળના. મે. મનસુખલાલ પરભુદાસ પાસે.

કમીશન દશ ઉપર રાખનારને સાડાબાર ટકા અને પચીસ ઉપર રાખનારને વીસ ટકા. ટપાલ ખર્ચ માફ- નોટ પેડ કાગળ લેવામાં આવશે નહિ. પોસ્ટની ટીકેટો અગર મનીઓર્ડરથી નાણાં મોકલવાં.

---